બાલજીવન પુસ્તકમાળા—પુસ્તક—૧૫

# ફુલમાળા

## [ ભાગ ૨ ]

બાલવાર્તાઓનો સચિત્ર સંગ્રહ

: લખનાર :

**રમણલાલ નાનાલાલ શાહ**

તંત્રી: બાલજીવન

સંવત ૧૯૮૫ આવૃત્તિ ૧લી સન ૧૯૨૯

: પ્રકાશક :

**કેસનદાસ નારણદાસ એન્ડ સન્સ**

બૂકસેલર્સ અને પબ્લીશર્સ—નાણાવટ—સુરત

૧૪૪૯૦

બાલજીવન પુસ્તકમાળાનાં

# પુસ્તકો

| | | |
|---|---|---|
| (૧) | વસંત. | |
| (૨) | સ્વામિભક્ત સુરપાળ. | |
| (૩) | બાલા ગીતમંજરી. | |
| (૪) | અમારી વાર્તાઓ. | ૦—૮—૦ |
| (૫) | આનંદધારા ભાગ ૧. | ૦—૬—૦ |
| (૬) | અમારી બીજી વાર્તાઓ. | ૦—૮—૦ |
| (૭) | આનંદધારા ભાગ ૨. | ૦—૭—૦ |
| (૮) | આનંદધારા ભાગ ૩. | ૦—૮—૦ |
| (૯) | સરોવરની સુંદરી. | ૦—૨—૦ |
| (૧૦) | આનંદધારા ભાગ ૪. | ૦—૮—૦ |
| (૧૧) | અમારી ત્રીજી વાર્તાઓ. | ૦-૧૨-૦ |
| (૧૨) | આનંદકુંજ ભાગ ૧. | ૦—૮—૦ |
| (૧૩) | સારી સારી વાતો ભાગ ૧. | ૦—૮—૦ |
| (૧૪) | ફુલમાળા ભાગ ૧. | ૦-૧૨-૦ |
| (૧૫) | ફુલમાળા ભાગ ૨. | ૦-૧૨-૦ |
| (૧૬) | અજીત. | ૦—૧—૦ |
| (૧૭) | બાવલાનાં પરાક્રમો | (છપાય છે) |

આ ચોપડી સુરત ચૌટાના પૂલ ઉપર આવેલા 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી ને કસનદાસ નારણદાસે નાણાવટ સુરતમાંથી પ્રકટ કરી.

# પ્રસ્તાવના

રણઝણુ રણઝણુ કરતો રેંટીયો ફરતો હોય, ઉજળી દુધ જેવી ચંદનીનાં અજવાળાં ચારે બાજુ પથરાઇ રહેલાં હોય, અને મોટી બા રેંટીયાપર સુતર કાંતતાં કાંતતાં આજુબાજુ વીંટાઇ વળેલાં બાળકોને રસભરી વાર્તાઓ કહી સંભળાવતાં હોય એવાં દૃશ્યો આજના ધાંધલીયા જમાનામાં બધે જોવા દુર્લભ છે.

એ આપણી દાદીમાઓ પાસે વાતોના ભંડાર ભર્યા હતા. રાજાઓ ને રાણીઓ, રાજકુમારીઓ ને રાજકુમારો, માનીતી ને અણમાનીતી રાણીઓ, દેવો ને રાક્ષસો, અપ્સરાઓ ને જોગીસન્યાસીઓ,–એક પછી એક વાતો બસ, ચાલી જ આવે. મોટી મા કહેતાં ન થાકે,–બાળકો સાંભળતાં ન થાકે.

આજ એ દિવસો જતા રહ્યા છે. આજનું જીવન પ્રવૃત્તિમય બની ગયું છે. આજ બાળકોની માતાઓનાં મગજ શુષ્ક થઇ ગયાં છે. તેમની પાસે વાતોના ભંડાર નથી. બાળકને નિર્દોષ ને નિર્મળ કલ્પના અને આનંદના સાગરમાં ન્હવરાવવાની તેને ઘણે ભાગે શક્તિ પણ નથી અને દરકાર પણ નથી.

આજે તો બાળક જલદી જલદી અભ્યાસ કરીને કેમ પસાર થાય એ વાતપર ખૂબ ધ્યાન અપાય છે. 'લેસન'ના ડુંગર નિશાળમાં ને આંગણે બાળકને વાર્તાઓમાંના રાક્ષસોની જેમ પજવી રહ્યા છે.

આમ આપણાં બાળકોના નિર્દોષ આનંદના સાધનનો નાશ થઇ જવા છતાં બાળકો એ આનંદ માણવાનો શોખ વિસર્યાં નથી. કદિ વિસરી જ

ન શકે. દુનિયાની સંસ્કૃતિવાળી કે સંસ્કૃતિવિહીન, ગમે તે પ્રજા હશે પણ તેનાં બાળકોને વાર્તાઓ સાંભળવાનો શોખ તો બધે એકસરખો જ હોય છે.

છેલ્લાં થોડાંક વર્ષોથી બાળકો તરફ આપણું ધ્યાન દોરાયું છે. તેમને રુચે, તેમની રસવૃત્તિને પોષે, ને તેમના નિર્મળ જીવનને આનંદસાગરમાં સ્નાન કરાવે એવાં ઢગલાબંધ પુસ્તકો ગુજરાતી ભાષામાં હાલ બહાર પડવા લાગ્યાં છે. એ રીતે તેઓ પાછાં પોતાનો આનંદ પ્રાપ્ત કરવાના માર્ગે ચડયાં છે. થોડાંક વર્ષો ઉપર જેની કલ્પના ય ન થઇ શકે એટલી સરસ પ્રગતિ આજ બાલસાહિત્યમાં થઇ રહી છે. ગુજરાતના વિદ્વાનો પણ કેટલેક અંશે એમાં રસ લેતા થઇ ગયા છે.

આમ બને એ બહુ અગત્યનું છે. બાળક એ પ્રત્યેક રાષ્ટ્રની સાચી સંપતિ છે, એ આજ સૌ કોઇ સ્વીકારે છે. તેમનાં જીવનમાં આનંદ ને ઉત્સાહ રેલાય એ આપણી સાચી પ્રગતિનાં ચિન્હો છે એ માટે બે મત હોઇ ન જ શકે.

બાળકોના નિર્મળ જીવનમાં આનંદનાં ઝરણાં વહે, ઉત્સાહથી તેમનાં હૈયાં પુલકિત થાય એ માટે બાલવાર્તાઓ એ સર્વશ્રેષ્ટ સાધન છે. એવી બાલવાર્તાઓના અનેક સંગ્રહો બહાર પડયા છે ને પડે છે. આ પુસ્તક પણ તેમાં એકનો ઉમેરો કરવાનો નમ્ર પ્રયત્ન છે.

આ ચોપડીના પહેલા ભાગનો બાલપ્રજાએ ખૂબ ઉત્સાહથી સત્કાર કર્યો છે. વિદ્વાનો ને વર્તમાનપત્રોએ પણ તેને સારો આવકાર આપ્યો છે તેથી પ્રેરણા પામી બાલપ્રજા સમક્ષ આ બીજો સંગ્રહ રજુ કર્યો છે. આશા છે કે એ પણ એના પહેલા ભાગના જેવો જ સત્કાર પામવા ભાગ્યશાળી થશે.

આ સંગ્રહની વાતોમાંની આશરે દસેક વાતો આ અગાઉ 'બાલજીવન' માસિકમાં પ્રસિદ્ધ થયેલી છે. એક વાર્તા એક વર્તમાનપત્રના ખાસ અંકમાં આવી હતી. એક બાલમિત્ર વાર્ષિક અંકમાં આવી હતી. તે સિવાયની તમામ વાર્તાઓ નવીન છે અને આ સંગ્રહમાં પહેલી વાર પ્રકટ થાય છે.

આ વાર્તાઓ પૈકી કેટલીક વાર્તાઓ આપણા ગુજરાતની લોકવાર્તાઓ છે. (વાર્તા ૧, ૩, ૫, ૮, ૯, ૧૨, ૧૫, વગેરે.) એમાંની કેટલીક વાર્તાઓનાં વસ્તુ માટે અમારા એક પાડોશી ભાઇ ચતુરભાઈ બારોટનો હું ઋણી છું. બીજી કેટલીક વાતો (વાર્તા અંક ૪, ૬, ૭, ૧૦, ૧૧, ૧૩, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૧, ૨૪, ૨૫,) સ્પેન, ચીન, જાપાન. મંગોલીયા, ગ્રીસ, જર્મની, વગેરે જુદા જુદા દેશની લોક વાર્તાઓને ગુજરાતી પોશાક પહેરાવી રજુ કરી છે. એ ઉપરાંતની કેટલીક વાર્તાઓ આપણા દેશના જુદા જુદા પ્રાંતની બાલવાર્તાઓ છે.

ફુલમાલાના પહેલા ભાગને વડોદરા રાજ્ય, અંગ્રેજી સરકારી કેળવણી ખાતું. વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ રાજકોટનું કેળવણી ખાતું, વગેરેએ ઇનામ લાયબ્રેરી માટે મંજુર કરેલ છે. તે માટે હું તેમનો આભારી થયો છું. આ ભાગની પણ એવી જ કદર થશે એમ આશા છે.

બાલજીવન કાર્યાલય,<br>
વડોદરા: કારતક વદ ૧૧: ૧૯૮૫ } રમણલાલ નાનાલાલ શાહ



## ફુલમાળા ( ભાગ ૧ ) માટે થોડા અભિપ્રાયો

" × × રમણલાલ હરહમેશ બાળકો, જે ભાવી પ્રજા ગણાય, તેમના હિતનું ચિંતન કરતા રહે છે, અને વખતે બાળક થઈને પણ બાળકોનું મન તથા હૃદય, એમની બીક અને ફિકરા સમજવા પ્રયત્ન કરે છે.

આ સંગ્રહમાંની ૩૨ વાતોમાંથી ઘણી અમે વાંચી ગયા છીએ. બેરતકી બાત કે'હું જેવી હાસ્યરસની પ્રચલિત વાત કે વાઘમામા જેવી કરૂણ સંસારી વાત, એ બંનેમાં એમની કલમ ખીલી ઉઠી એ જોઈ આનંદ થાય છે. × ×" "**સાહિત્ય**"

" × × આ વાર્તાસંગ્રહ પણ આપણા બાલસાહિત્યમાં સારો ઉમેરો કરે છે. સ્વચ્છતા, ગોઠવણ વગેરે આ સંગ્રહમાં પણ સારાં છે. × × એના આગલા ભાગો અનુકુળતાએ જલદી બહાર પડશે, એવી આશા છે." **—પુસ્તકાલય**

" × × વાર્તાઓ બાળકોને આનંદ આપે એવી છે ને તેને જ અનુકુળ ચિત્રો આપ્યાં છે × × આ પુસ્તકનો ગુજરાત આદર કરશે એમ **—પાટીદાર**

" × × બાલજીવનના તંત્રી તરીકે તેમની બાલસાહિત્ય સેવા બાળકોએ ઓળખી છે. તેઓએ ગુજરાતી બાલમ સિકોમાં લખેલી તથા બીજી નવી વાર્તાઓ ઉમેરી આ પુસ્તક તૈયાર કર્યું છે × × પુસ્તક સુંદર અને સચિત્ર હોઈ વસાવવા લાયક છે. × ×" **"બાળક"**

# વાર્તાઓની અનુક્રમી

# ચિત્રોની અનુક્રમી



અર્પણ..............................સ્વ૦ પ્રિય ભૂપેન્દ્રને

રાત્રિ જશે વળી થશે મધુરૂં પ્રભાત,
પૂર્વેય ભાનુ ઉગશે ખીલશે સુપદ્મ;
એવું વિચાર્યું જવ કોશગત દ્વિરેફે,
રે ! રે ! ઉખેડયું નલિની ગજરાજવીએ !

Kshatriya Mudranalaya, Baroda.

# ફુલમાળા ભાગ ૨



## ભદુડી

લખો પટેલ તહેવારપર તેના સાસરે જમવા જવા નીકળ્યો. લખાભાઈ હતો જરાક અદકપાંસળો, એટલે એની માએ શીખામણ દીધીઃ "દીકરા, સાસરે જઈએ ત્યાં ભારેખમ થઈને રહીએ. હું તને *ભદુડીમાં ભાથું બાંધી દઉં છું. સાંજ પડે ત્યાં ભાથું ખાજે ને વેળાસર સાસરે જજે."

લખો ચાલ્યો સાસરે.

સાંજ પડી ત્યાં સાસરાનું ગામ અધગાઉ દુર રહ્યું. છેક સીમની લગોલગ લખો આવી લાગેલો.

---

* ભદુડી એટલે જરાક સાંકડા મ્હોંનો માટીનો ચડવો. કાઠિયાવાડમાં એ ચડવાને ભદુડી કહે છે.

પણ માએ કહેલું કે રાત પડવા આવે એટલે ભાથું ખાઇ લેવું.

લખાએ તો ભદુડીમાં હાથ ઘાલ્યો. શિયાળાની કડકડતી ઠંડી પડે. એટલે ભદુડીમાં ભડકું ભરી આપેલું તે ઠરીને કઠણ થઇ ગયેલું. લખાનો હાથ અંદર ખુંપે જ નહિ.

લખાને ઝાંઝ ચડી. બીજો હાથ અંદર નાખ્યો.

પણ ત્યાં તો બંને હાથ અંદર ભદુડીમાં સપડાઇ ગયા. ભદુડીનું મ્હોં જરાક સાંકડું. એટલે બે હાથ ચપચીને અંદર નાખેલા તે લખો ખૂબ તાણે પણ નીકળે જ નહિ.

લખાને વિચાર થયો કે ભદુડી ભાંગી નાખી હોય તો બધી પંચાત મટે. પણ તેને તેની માએ કહેલું હતું કે ભદુડી સંભાળીને પાછી લાવજે. માટે ભદુડી તો ભંગાય નહિ અને તે વગર હાથ નીકળે નહિ.

લખો તો ગભરાયો.

એટલામાં એક ડોસી ત્યાં થઇને જાય.

લખો તેને કહે,–"માજી, જરાક મને ×ગાતડી ભરાવતાં જાઓ ને. ટાઢ બહુ વાય છે."

ડોસીએ લખાને ગાતડી ભરાવી.

લખો પટેલ તો સાસરે ચાલ્યો.

---

× ગાતડી ભરાવવી એટલે જાડું ઓઢવાનું ચાદર જેવું લુગડું હોય તે બંને હાથ અંદર રાખી શરીર ઉપર લપેટી ગળે સ્હેજ ગાંઠ વાળવી તે.

તહેવારના રૂડા દહાડે જમાઇને ઘેર આવેલા જોઇ સાસરીઆં તો અરધાં અરધાં થઈ ગયાં. બધા પટેલને અછો અછો કરે. પણ પટેલની પીડા એકલો પટેલ જ સમજતો હતો.

થોડીક વાર વાતચીત કરી. એટલામાં લાપસી રંધાઈ ગઈ. દાળ ભાત તો તૈયારજ હતાં. પાટલા મંડાયા. પાણીના લોટા મૂકાયા. થાળીઓ પીરસાઇ.

લખાના સસરા પટેલને કહે,–" ચાલો પટેલ જમવા."

પણ લખાના તો બંને હાથ ભદુડીમાં સપડાયલા. એ બાપડો જમવા જાય શી રીતે ?

માથું હલાવીને લખો બોલ્યો,–" ઉંહું."

સસરો સમજ્યો કે પટેલને પરણતી વખતે કાંઇક ઓછું પડ્યું હશે. સસરાને ઘેર કશી ચીજની કમીના નહોતી. ભગવાનની મહેરથી એમને ત્યાં લીલાલહેર હતી.

તે બોલ્યો,—" પટેલ, એમ ઓછું ન આણીએ. તમે તો સમજુ છો. જમવા બેસી જાઓ. તમને મારા સોગન છે. બોલ્યું ચાલ્યું માફ કરો. તમને આ સામે બાંધી છે તે દુઝણી ભેંસ વદાયગીરીમાં આપીશ. હવે ઉઠો."

લખો કહે,–" ઉંહુંઉ !"

સસરાએ બહુ બહુ સમજાવ્યો પણ લખો માને જ નહિ ને.

આખરે સસરો કંટાળીને દુર ગયો.

લખાની સાસુ આવી. એણે પણ લખાને બહુ બહુ વીનવ્યો. પોતાની પાસે ખાનગી બસો રૂપીઆ હતા તે આપવા કહ્યું. દીકરીને દાયજામાં મોતીનુ મંગળસુત્ર આપવા વચન આપ્યું.

પણ લખા પટેલના ‘ ઉંહું’નું ઓસડ ક્યાંથી લાવે ?

સાસુ નિરાશ થઈને પાછી ફરી.

લખા પટેલને બે સાળીઓ. બંનેએ વારાફરતી લખા પટેલને બહુ બહુ આગ્રહ કર્યો. પણ લખો પટેલ તો ઉઠે જ નહિ.

સાસુની આંખમાં આંસુ આવ્યાં. સસરો પણ ચિંતામાં પડ્યો.

બધાં અંદર જઈને શું કરવું તેનો વિચાર કરવા બેઠાં. ખાવાનું ખાવાને ઠેકાણે રહ્યું.

એટલામાં ધીમે રહીને લખા પટેલની વહુ ઝમકુ બધાં અંદર હતાં તે તકનો લાભ લઇ તેની પાસે આવી. લખા પટેલ કેવા અક્કલના ભર્યાપુરા છે તે તે જાણતી હતી.

પાસે જઈને કહે,–“ આ શું ઢેડફજેતા માંડ્યા છે ? શરમથી મારૂં તો મોત થઈ જાય છે. હવે ઉઠો છો કે નહિ ? નહિ તો આજે જીભ કચડીને જીવ આપીશ. ”

લખો બોલ્યો,– “પણ મારા બે હાથ ભહુડીમાં છે, તે શું કરૂં ?”

ઝમકુ કહે,–“ તે ભહુડીને ભાંગી નાખો ને ?”

લખો બોલ્યો,–“ મારી બાએ ના કહી છે !”

ઝમકુ કંટાળીને બોલી,–“ પણ તમારી અક્કલ ઉપર અંગારા ઉઠે ! મારે ઘેર ભહુડીના ક્યાં દુકાળ પડ્યા છે ? એકના બદલે દસ ભહુડી લેજો. જાઓ. જરાક ઓટલા નીચે જઈને ભહુડીને ફોડી નાંખો ને પછી જમવા બેસો.”

“ લે ત્યારે, ગાતડી છોડ. ”

ઝમકુએ વ્હેલી વ્હેલી ગાતડી છાડી નાખી ને કોઇ જોઇ જાય એ બીકે અંદર જતી રહી.

લખો ધીમે રહીને ઘરની બહાર નીકળ્યો. આંગણાંમાં ઝાડનો છાંયો અને રાતનો વખત એટલે અંધારૂં તો ખરૂં જ.

વાડામાં એક ઠેકાણે કાંઈ કાળું કાળું દીઠું.

લખાના મનમાં કે આ કાંઈ કાળો પથરો બથરો હશે. લાવ, એના પર જ ભદુડી ફોડું.

લખાએ ઘડીમ્મ લઈને ભદુડી પછાડી.

"યા અલ્લાઆઆ! મર ગયા!" કરીને કોઇએ ચીસ પાડી.

લખો નાસીને ઘરમાં ગયો. તેનો હરખ માતો નહોતો. ભદુ-ડીમાંથી હાથ છુટયા હતા ને ?

લખાના સસરાએ ઝીમના રક્ષણ માટે એક સીંધી રખોપો રાખેલો. એ રખોપો રંગે કાળો સાહી જેવો હતો. રાતનો વખત, અને જમવાની વાર હતી, એટલે રખોપો ખાટલા ઉપર સુતો સુતો ઉંઘતો હતો.

લખો એના માથાને પથરો સમજ્યો હતો, ને તેના ઉપર ભદુડી વધેરી હતી! રખોપાના આખે માથે પેલું ભડકું વેરાયલું હતું. તેના માથામાંથી લોહીની ધાર પણ ચાલી.

આજુબાજુના લોકો ભેગા થઈ ગયા. કયા દુશ્મને રખાને માર્યો તેની તપાસ ચાલી. બધે હો–હો થઈ રહી.

ઝમકુ સમજી કે રખોપાને ખબર પડશે કે મારનાર લખા પટેલ હતો તો તેને અત્યારે ઠોકશે.

એ બિચારી ગભરાઈ.

છેવટે ન રહેવાયું એટલે માની પાસે છાનામાના જઇ લખા પટેલનાં બધાં પરાક્રમો કહ્યાં.

માએ દીકરીને સોડમાં લઈ દિલાસો આપ્યો.

મા બહાર આવીને બોલી,–"એ તો મારાથી ભડકાની ભદુડી ભૂલથી નંખાઈ ગઈ છે."

એ વાત ટાઢી પડી. જમાઈરાજની સારી ખાતર બરદાસ થઈ તેઓ લસલસતી લાપસી જમ્યા ને સુઇ ગયા.

લખાને માની બીજી શિખામણ પણ યાદ આવી.

બીજે દહાડે સવારે લખો પટેલ ઘરમાંથી એક ઘંટીનું પડ લઇ આવ્યો. દાદરાના છેલ્લા પગથીએ જઈ બેઠો. માથે ઘંટીનું પડ મૂક્યું. મ્હોંનો મોટો દાથરો ચડાવીને લખો તો ત્યાં જ બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો.

સાસુ પૂછે,–"કાં, જમાઇરાજ! આમ કેમ કરો? ભાઈશાબ, અમારો કાંઈ ગુન્હો થયો હોય તો માફ કરો ને નીચે ઉતરો. અમે લજવાઇ મરીએ છીએ."

લખો કહે,–"ઉં–હું–ઉ!"

સસરાએ સમજાવ્યું. સાળીઓએ માથાઝીક કરી જોઈ. પણ લખા પટેલાના ઉહુંનું ઓસડ કોઇની પાસે ન મળે.

છેવટે બધાં નિરાશ થઈ આજુબાજુ ગયાં ત્યારે ઝમકુ દાદરે ચઢી લખાને ચીડાઇને કહેવા લાગી,–'તમને તે કાંઈ લાજ છે કે નહિ? જરાક તો સમજો! આ શું ગાંડાં કાઢયાં છે?"



"તમને તે કાંઇ લાજ છે કે નહિ ?...આ શું ગાંડાં કાઢ્યાં છે ?"...પાન ૬

લખો કહે–"મારી બાએ મને સાસરીઆમાં ભારેખમ બની રહેવાનું કહ્યું છે તે ?"

ઝમકુ હસીને બોલી,–"અરે પણ પટેલ! તમારી અક્કલ ક્યાં ચરવા ગઈ છે? તમે ભલે ભારેખમ બનો. પણ તેથી કાંઈ માથે ઘંટીનુ પડ મેલાય ?"

પટેલ કહે–"ત્યારે ભારેખમ કેમ બનાય ?"

ઝમકુ–"તમે હમણાં નીચે ઉતરી જાઓ. હું તમારી સાથે તમારે ત્યાં આવીશ ત્યારે શીખવીશ."

લખો રાજી થઇને બોલ્યો,–"ત્યારે તું ખરી બાયડી !"

આવાને આવા ઢેડફજેતા કરી પટેલ છેવટ બીજે દહાડે ઝમકુને લઇને પોતાને ગામ જવા નીકળ્યા. સાસુ સસરા બહુ ભલાં હતાં. ઘેર કશી કમીના નહોતી. લખા પટેલને જે જે ચીજો કહી હતી તે બધી તેમણે આપી.

પટેલને પાદરેથી વળાવીને પાછા વળ્યા ત્યાં તો લખાએ ગાડામાંથી માર્યો કુદકો.

ઝમકુ કહે,–"કેમ? વળી શું છે ?"

પટેલ,–"મારી ભદુડી! મેં તો તારી શીખામણે ચાલી ભદુડીને ફોડી નાખી. હવે મારી બા માગશે તો શું આપીશ ?"

ઝમકુ સમજી કે પટેલ સાવ બોથડ છે. એમ એ નહિ માને.

બિચારી ગાડામાંથી ઉતરી ગામની પાદર નજીક કુંભારવાડો હતો ત્યાં ગઈ. એક ભદુડી માગી લીધી. પટેલને આપી ત્યારે જ પટેલ ખુશી થયો.

પછી ઝમકુ લખા પટેલની સાથે સાસરે આવી.

---

# સાચો સાધુ

ગંગા નદીના કિનારે એક મનોહર બાગ હતો. તેમાં એક સાધુ રહેતો હતો. બગીચાનાં કંદમૂળ ને ફળફુલ ખાય. ગંગાજીનું કંચન જેવું મીઠું પાણી પીએ, ને રાતદહાડો પ્રભુના નામનો જપ કર્યા કરે.

એક વેળા એક રાજા વનભોજન કરવા નીકળ્યો હતો. સાથમાં તેની રાણીઓ હતી. ગમન કરતાં કરતાં રાજા ને તેની રાણીઓ પેલા બગીચામાં પેઠાં. રાજા થાક લાગવાથી એક ઝાડને છાંયડે ઉંઘી ગયો. રાણીઓ નવરી પડી એટલે બાગમાં આમતેમ ફરવા લાગી.

ફરતાં ફરતાં લંગોટી વાળીને તપ કરવા બેઠેલા પેલા સાધુને એક રાણીએ જોયો. એણે બીજી રાણીઓને ત્યાં બોલાવી.

સાધુને ધ્યાનમાં બેઠેલો જોઈ રાણીઓ આજુબાજુ વીંટાઇ વળી. તેને ધારી ધારીને જોવા લાગી અને અરસપરસ વાતચીત કરવા લાગી. બિચારા સાધુને તો પોતાની સમાધિમાં આજુબાજુ શું બને છે એની ખબર પણ નહોતી.

હવે એ અરસામાં રાજા ઉંઘમાંથી જાગ્યો. આળસ મરડીને બેઠો થયો. આમતેમ નજર કરે તો એકકે રાણી ન મળે.

એ તો રાજા. એને રીઝતાં ને ખીજાતાં વાર કેટલી? ક્રોધથી ધુંઆંપુંઆં થતો તે રાણીઓની શોધમાં નીકળી પડયો.



રાજા જોગીને દેવાય એટલી ગાળો દેવા લાગ્યો .....પાન ૯

બાગને બીજે છેડે જતાં બધી રાણીઓને સાધુને વીંટળાઇ વળેલી અને હાહા–હીહી કરતી તેણે જોઈ.

રાજાનો ક્રોધ માયો નહિ. રાજાને આવતો જોઈ બધી રાણીઓ આઘી ખસી ગઇ.

રાજા સમજ્યો કે આ જોગટો મારી રાણીઓની સાથે ઠઠ્ઠા મશ્કરી કરી રહ્યો હતો. હવે મને જોઈને આંખો મીંચી ધ્યાન કરવાનો ઢોંગ કરે છે.

રાજા જોગીને દેવાય એટલી ગાળો દેવા લાગ્યો.

જોગીની સમાધિ તુટી. તે જાગ્યો. ગુસ્સાથી આંધળા બનેલા રાજાના સામું હસને મ્હોંએ તે તો જોઈ જ રહ્યો.

રાજાને આથી બેવડો ગુસ્સો ચડ્યો. એણે જોગીને વળી પાછી ખૂબ ગાળો દીધી. કહેવાય એટલા અપશબ્દો કહ્યા. એટલાથી પણ ન ધરાતાં છેવટે તેણે જોગીને ગડદાપાટુ ને લાત મુક્કીથી ખૂબ મેથીપાક જમાડ્યો. રાણીઓ હાય ખાઈ ગઇ. પણ રાજાને ગુસ્સે થયેલો જોઈ કોઈ કાંઇ બોલી ન શકી.

રાજાની ગાળો દેતાં જીભ દુઃખી. મારતાં હાથ ને પગ દુઃખ્યા. જોગીએ મ્હોંમાંથી એક શબ્દ પણ ન કાઢ્યો. શાંત મનથી રાજાનો ત્રાસ તે સહન કરી રહ્યો.

છેવટે કંટાળીને રાજા પોતાની રાણીઓને લઇને ત્યાંથી ચાલ્યો ગયો.

સાધુ શાંત જીવે બેસી રહ્યાં.

રાજાના ગયા પછી એક દેવી સાધુ પાસે પ્રકટ થઇ. સાધુના શરિરે હાથ ફેરવ્યો. તેને બધું દુઃખ મટી ગયું.

પછી દેવી બોલી: "મહારાજ, તમારી અનુપમ શાંતિ ને ક્રોધપરના અદ્દભુત કાબુથી હું બહુ પ્રસન્ન થઈ છું. પણ જે નીચ ઘાતકી રાજાએ સત્તાના તોરમાં આંધળા બની માણસાઈ મૂકી એ નરપશુ ઉપર હું ખૂબ નારાજ થઇ છું. એને એના ઘાતકીપણાની શિક્ષા કર્યા વગર હું નહિ રહું. કહો મહારાજ, એને હું શી શિક્ષા કરૂં?"

સાધુ બોલ્યા: "દેવી! દયા કરો. આવું ન બોલો. રાજાએ મને કશું નુકશાન નથી કર્યું. ઉલટું એણે તો મને સહાય કરી છે."

દેવી આશ્ચર્ય પામી બોલી: "મહારાજ, એ શી રીતે?"

સાધુ: "આ શરિર તો નાશવંત છે. એને થોડું કષ્ટ પડયું તોય શું ને ન પડયું તોય શું? પણ એ શરિરમાં વસનાર આત્મા તો અમર છે. એ આત્માની ઉન્નતિ આપણે સાધવાની છે. એ આત્માને હું જપ તપ વ્રત વગેરેથી કષ્ટ સહન કરતાં શીખવાડી રહ્યો હતો. રાજાએ મારા શરિરને ઇજા કરીને તથા મને અપશબ્દો કહીને મારા આત્માને વિશેષ બળવાન બનાવ્યો છે. આ શરિરને વધારે ને વધારે આકરી કસોટીમાંથી પાર ઉતારવામાં એ તો ઉલટો મને મદદરૂપ બન્યો છે. ક્રોધપર કાબુ મેળવતાં રાજાએ મને શીખવાડયું છે. હું એકલો શું કરી શકત? જ્યાં સુધી શરિર સારૂં હોય છે ત્યાં સુધી આત્મા પ્રસન્ન રહે છે. પણ આ શરિરને જ્યારે પીડા નડે છે ત્યારે આત્મા ખોટાં કામ કરવાની પ્રેરણા પામે છે. તે વેળા જ તેની ખરી કસોટી થાય છે. તે વેળા તે સંયમ રાખી શકે તો જ મોક્ષનાં બારણાં ઉઘડે છે. દેવી! ઉલટાં એ રાજાનું સદાય કલ્યાણ કરજો એ જ આપનાં ચરણે મારી વિનંતિ છે."

"પ્રભુ તમારૂં કલ્યાણ કરો ને તમે જલદી મોક્ષના અધિકારી બનો!" એમ આશર્વાદ દઇ દેવી ત્યાંથી અદૃશ્ય થયાં.

---

# કળાબાજ કીશોર

"બાપા, તમારી સાથે આવું?"

"ના ભાઈ, હું તો દરબારને ત્યાં વીંઘોટી ભરવા જાઉં છું. ત્યાં તને શું કરૂં? એ તો રાજદરબારનાં કામ."

"પણ મારે આવવું છે તે? જરાકે પજવીશ નહિ. લઈ જાઓ ને?"

"ચાલ, ત્યારે."

કીશોરને લઈ એનો બાપ એમના ગામડેથી નીકળી નાગમતી નગરના રાજાને ત્યાં વીંઘોટી* ભરવા ગયો.

નાગમતી કાંઈ બહુ મોટું શહેર નહિ. ત્યાંનો રાજા દરબારગઢમાં બેઠો હતો. કીશોરના બાપે દરબારગઢની ડહેલી આગળ તેને મૂકયો ને કહ્યું, "જો ભાઈ, તું અહીં બેસી રહેજે. બહુ દૂર જઈશ નહિ. આટલામાં રમવું હોય તો રમજે."

"ભલે બાપા."

કીશોર એકલો પડયો. બેઠાં બેઠાં નાગમતીનો કીલ્લો અને દરબારગઢ તેણે બારીકાઇથી જોયો. એને તે કીલ્લાની બાંધણીમાં ખામી જણાઇ. અમુક ભાગ અહીં નહિ પણ ત્યાં હોવો જોઈએ.

---

* વીંઘોટી એટલે જમીનનું દર વીઘે જે મહેસુલ-(સરકારધારો) ભરવાનું હોય તે રકમ.

અમુક ભાગ મજબુત કરવો જોઈએ. અમુક ઠેકાણે તોપોનો મારો ચલાવી શકાય એવી જગા રાખવી જોઇએ એવા એવા વિચાર તેના મનમાં આવ્યા.

પણ કીશોર બાર વર્ષનો બાળક. તેનું કહ્યું કોણ સાંભળનાર હતું?

છતાં પોતાના શોખને ખાતર પણ નવરા બેઠાં ગમત તો કરવી જ એમ કીશોરે ઠરાવ કર્યો.

વરસાદ પડી ગયો હતો એટલે જમીન પલળીને ગારા જેવી થઇ ગઇ હતી.

કીશોરે એ ભીની મટોડી એકઠી કરી. એક ઠેકાણે જગા બરાબર સાફ કરી. પછી એક નાનકડો દરબારગઢ બનાવ્યો. તેની આજુબાજુ નાગમતીના કીલ્લાના નમુના મુજબનો કોટ બનાવ્યો. કોટની બહાર ખાઇઓ કરી. તેની થોડેક દૂર નદી વહેતી હોય એવો આકાર કર્યો. પોતાને જે જે ભુલો કીલ્લાની બાંધણીમાં જણાઈ તે તે પોતાના બનાવટી કીલ્લામાંથી તેણે કાઢી નાખી તેટલા પુરતી નવેસરથી રચના કરી.

આ રમતમાં કલાક દોઢ કલાક વીતી ગયો.

એટલામાં ત્યાં ગડબડ મચી રહી.

રાજાજીની સ્વારી દરબારગઢમાંથી બહાર જતી હતી.

સીપાઇ સફરાં ને હજુરીઆની દોડધામ ચાલી રહી.

એક જણ પાંગોઠું પકડી કીશોરને કહે,—"અલ્યા છોકરા, ખસ આઘો. હજુર સ્વારી બહાર પધારે છે."

કીશોર ગભરાઈને કહે,—"મારો ગઢ કોઈ ભાગશો નહિ. હું અહીંથી નહિ ખસું!"

"મોટી ગઢવાળી ન જોઇ હોય તો!" એમ તિરસ્કારથી બોલી એક જડસા જેવા સીપાઇએ કીશોરને પકડીને દૂર ખસેડવા માંડયો.

નાના કુમળા બાળકનું શું જોર? એ બિચારો જોરથી રડવા લાગ્યો.

એટલામાં જ રાજાજીની સ્વારી આવી લાગી. રાજાજીની નજર કીશોર તરફ ગઇ.

પોતાનો ઘોડો થોભાવીને તે બોલ્યાઃ "કેમ રડે છે, છોકરા? તારે શું જોઇએ છીએ?"

કીશોર જરાકે ગભરાયા વગર બોલ્યો,–"આ તમારા સીપાઇઓ મારો ગઢ તોડી નાખે છે."

"તે તું કયા ગઢનો રાજા છે?"

"નાગમતીનો!"

રાજાને હસવું આવ્યું. તે બોલ્યા, "તારો ગઢ કયાં છે?"

"આ રહ્યો."

કીશોરનો માટીનો કીલ્લો રાજા આનંદ અને આશ્ચર્યથી જોઇ રહ્યા. દરબારગઢ, કીલ્લો, ખાઇઓ, નદી, ઝાડપાન, એ બધાંની આબેહુબ નકલ આ કુશળ બાળકે બનાવી હતી. મૂળ ગઢમાં અને આ બનાવટી ગઢમાં રાજાને કેટલોક મહત્વનો ફેર દેખાયો.

તે કહેઃ "છોકરા, તારા ગઢમાં થોડીક ભૂલ છે."

કીશોર કહેઃ "તમારા ગઢમાં ભૂલ છે."

"એમ? કેવી રીતે?" રાજાએ પૂછયું.

કીશોરે બધું સમજાવ્યું. પોતે શા માટે ફેરફાર કર્યા હતા તે વિગતવાર બતાવી આપ્યું.

આ બાળકની અસાધારણ બુદ્ધિ જોઇ રાજા આશ્ચર્યથી થંભી ગયો.

એના હાથમાં એક સોનામહોર આપી. તેનું નામઠામ પૂછી લીધું.

પછી સીપાઇઓને સખત તાકીદ આપી કે આ છોકરાની મરજીમાં આવે ત્યાં સુધી એનો ગઢ રહેવા દેજો.

એમ બોલી રાજા તો ચાલ્યો ગયો.

એટલામાં વરસાદ પડ્યો ને કીશોરનો ગઢ પાણીમાં પલળીને ધોવાઇ ગયો.

થોડીક વારમાં વીંઘોટીની રકમ ભરી કીશોરનો બાપ પરવારીને બહાર આવ્યો. કીશોરને લઇ તે પોતાને ગામ ગયો.

* * * * *

કીશોરના ગામનું નામ ગોમતીપુર. એના બાપનું નામ ભદ્રસેન.

ગોમતીપુરના ગામને ચોરે ગામલોકોનો ડાયરો બીજે દિવસે જામ્યો હતો. એટલામાં નાગમતીના રાજાજીનો રૂક્કો લઈ એક સવાર આવ્યો.

"ગામના પટેલને માલુમ થાય જે આ સાથે થોડાક ચોખા અને તપેલીમાં દુધ મોકલ્યું છે. તેનો તાબડતોબ દુધપાક બનાવી મોકલો. પણ યાદ રાખજો કે એ દુધપાક ચુલા કે સઘડી ઉપર કરવાનો નથી. દેવતાની આંચ પણ એને લગાડવાની નથી."

રાજા, વાજાં ને વાંદરાં, ત્રણે બરાબર, તેની ડાયરાને ખાત્રી થઇ. દેવતા વગર તે દુધપાક શી રીતે બને ?

બધા પોતાની અક્કલ દોડાવવા લાગ્યા, પણ કોઈને રસ્તો જડે નહિ.

વાતમાં ને વાતમાં બપોર થઈ ગયા.

કીશોર ભદ્રસેનને તેડવા આવ્યો.

"બાપા, ચાલો ને. ખાવાનું તૈયાર છે. ભૂખ લાગી છે."

ભદ્રસેન ચીડાઈને કહે,—"જા, વાર છે. તમે બધાં જમી લો."

કીશોર કહેઃ "પણ છે શું ? મને તો કહો ?"

"તું જાણીને શું કરીશ ?"

"અરે પણ કહેવામાં કાંઇ જાય છે ?"

કીશોરના બાપે બધી વાત કરી.

કીશોર કહે; "અરે તમારૂં ભલું થાય ! તમે લોકો તે કરશો શું ? આટલું ય નથી આવડતું ? આ તપેલીમાં દુધ ને ચોખા કરો એકઠા. ઉપર મૂકો એક તાસક. પછી બરાબર તપેલીને બંધ કરી ઉપર કપડું વીંટાળી આપણા ઉકરડામાં ખેતરમાં નાંખવાના ખાતરનો ઢગલો પડ્યો છે તેની વચ્ચે મૂકી આવો. કલાકેક પછી તપેલી લઈ આવજો. દુધપાક તૈયાર !"

"રંગ છે બહાદુર ! રંગ છે !" આખો ડાયરો ગાજી ઉઠયો.

દુધપાક તૈયાર થઇ ગયો.

રાજાજીને દુધપાક મળ્યો ત્યારે કીશોરની બુદ્ધિ માટે તેમનું માન હદપાર વધી ગયું.

હજુ થોડીક વધુ પરીક્ષા કરી જોવા તેમને વિચાર થયો.

બીજે દિવસે ગોમતીપુરના ડાયરામાં રાજાનો બીજો રૂક્કો આવ્યો.

અંદર લખ્યું હતું કે તમારા ગામમાં કાગડા કેટલા છે તેની હમણાં ને હમણાં ગણત્રી કરીને મોકલો.

કાગડાની ગણત્રી કદિ થઇ ભાળી છે? એકને ગણે ત્યાં ફરરરરપુસ! બધા ઉડી જાય.

આ કામ કેમ થાય?

બધા માથે હાથ દઇ વિચારમાં બેઠા.

બપોર વીત્યા. કીશોર એના બાપને તેડવા આવ્યો. ગામ લોકની મુશીબત સાંભળી.

વળી પાછો એ હસવા મંડ્યો.

એ કહેઃ "એમાં આમ દિવેલ પીધા જેવું ડાચું શાના કરો છો? કહો કે અમારા ગામમાં આડસો ને બાણુ કાગડા છે!"

"અલ્યા, પણ એમ કાંઈ ગપ્પું મરાય?"

"ગપ્પું શાનું? તમે તમારે એ મુજબ કહાવી મોકલો. રાજાજીને ખબર આપો કે આપની ખાત્રી ન થતી હોય તો માણસ મોકલી ગણાવી લો. કોઇ આવશે નહિ. રાજા તો તમારી પરીક્ષા કરે છે."

"ઠીક ભાઈ, ત્યારે તું ખરો."

કીશોરની સુચના મુજબ ગામના પટેલે કાગડાની સંખ્યા લખી મોકલી.

રાજાની ખુશાલીનો પાર રહ્યો નહિ.

રાજા પણ રંગપર ચડ્યો.

ત્રીજે દિવસે વળી રાજાજીએ ગોમતીપુરને ગોંદરે સવારો દોડાવ્યા.

ડાયરામાં પાછો સણુસણાટ ફેલાઇ ગયો. આજે રાજાજીએ રૂક્કામાં લખ્યું હતું કે આ સવારની સાથે એક કુકડો મોકલ્યો છે. એ કુકડાને ખૂબ સાઠમારી કરીને થકવી નાખો. તદ્દન ઢીલોઢસ થઈ જવો જોઇએ. પણ સરત એટલી કે એ કુકડાની સામે બીજો કુકડો કે બીજું કોઈ જનાવર લડવાને લાવવાનું નહિ.

આવું તે કદિ બનતું હશે ? કુકડો જો કોઇની સાથે લડે નહિ તો પછી થાકે કેમ કરી ને ? બધા વિચારમાં પડયા.

બપોર થઇ ગયા. કીશોર બાપાને તેડવા આવ્યો.

તે હસીને કહે,–"ભલા માણસો ! આ તો સાવ સહેલી વાત છે. આટલું પણ નથી જાણુતા ? આપણા મહાદેવજીના દહેરામાં મોટો આયનો છે તે નીચે ઉતરાવો. તેની સામે કુકડાને ઉભો રાખો. પછી જુઓ મઝા !"

કુકડો જ્યાં આયનાની સામે ઉભો કે અંદર તેણે પોતાનો ઓળો જોયો. તે સમજ્યો કે માનો ન માનો પણ સામે બીજો કુકડો લડવા ઉભો છે. પછી તો કુકડો ખરેખરો ખીલ્યો.

ઉછળી ઉછળીને આયનામાં ધબાધબ ચાંચો મારે. અંદર પોતાના પડછાયાને પણ ખૂબ વઢતો જોઈ તે બમણો ઉશ્કેરાય ને જોરથી ચાંચો મારે.

એકાદ કલાકમાં તો કુકડો બેભાન થઇ ઢળી પડયો.

રાજાના સવારો પાછા ગયા.

રાજાએ બધી વાત જાણી એટલે તેનો આનંદ તો માય નહિ. એ છોકરાને હજુ વધારે ખીલાવું એમ વિચારી રાજાએ બીજે દિવસે પાછા ગોમતીપુરમાં અસ્વારો મોકલ્યા.

આજે રાજાજીએ એવો હુકમ કર્યો હતો કે અમારે રેતીનાં દોરડાં જોઇએ છીએ. માટે બે ત્રણ દોરડાં આજ ને આજ બનાવી મોકલો !

કાથીનાં દોરડાં બને, શણનાં બને, સુતરનાં બને, લોખંડના તારનાં બને, કદિ રેતીનાં દોરડાં કોઈએ જોયાં કે જાણ્યાં છે ? એ તે કેમ બની શકે ?

આખરે બપોરે કીશોરે આ વાત જાણી. તે કહે, "હું કહું તેમ કાગળ લખો."

રાજાજીને કાગળ લખાવ્યો. તેમાં એવું લખ્યું કે અમે રેતી એકઠી કરી છે. વણનારા તૈયાર છે. પણ કેવી ભાતનું દોરડું બનાવવું એની અમને સમજ પડતી નથી. માટે તમારે જે ભાતનું રેતીનું દોરડું જોઈતું હોય તે ભાતના રેતીના દોરડાનો ચાર પાંચ આંગળનો કટકો મોકલાવી આપો એટલે કામ આગળ ચાલે !

અસ્વારો રાજા પાસે ગયા. જવાબ વંચાવ્યો. રાજાની પાસે રેતીના દોરડાનો નમુનો કયાંથી હોય ? કીશોરની અકકલ ઉપર તે આફરીન પોકારવા લાગ્યો.

**હવે માત્ર એક જ વખત કીશોરની પરીક્ષા કરવાનો રાજાએ વિચાર કર્યો.**

બીજે દિવસે પાછા ગોમતીપુરના ગોંદરે રાજાના દૂતો ખડા થઇ ગયા.

રાજાએ આજે એવો હુકમ કાઢ્યો હતો કે તમારા ગામ ઉપર હું બહુ રાજી થયો છું. અમારા શહેરના કુવાઓનાં લગ્ન તમારા ગામની *કુઇઓ સાથે કરવાનું મેં નકકી કર્યું છે. માટે તમારા ગામની તમામ કુઈઓને લઈ જાન કાઢી સાત દિવસમાં નાગમતી નગરમાં આવી પહોંચજો.

કુઇઓને કેમ લઈ જવાય ? એ તે કાંઇ 'વાવડી ચસકી'ના ખેલ હતા ?

આખરે કીશોરને ખબર પડી. તે આવ્યો. રાજાને લખાવ્યું કે,—"અમે કાંઇ નધણીયાતા નથી. અમારે માથે આપ જેવા સમર્થ રાજા બિરાજે છે. રાંડીરાંડો હોય તે દીકરીઓ લઈ વરને ત્યાં વરાવવા જાય. અમે તો ધણીયાતા છીએ. એટલે નાતજાતના રિવાજ મુજબ અમારી કુઇઓનાં લગન તમારા કુવાઓ સાથે કરવાં હોય તો તમે કુવાઓને લઇને અહીં આવો. વર કન્યાને પરણવા જાય. કન્યા વરને પરણવા જાય નહિ. માટે તમે તમારા શહેરના કુવાઓ લઈ જાન કાઢી અહીં પધારજો !"

રાજા બહુ રાજી થયો.

બીજે દિવસે તેણે કીશોરને પોતાને ત્યાં બોલાવી મંગાવ્યો. કીશોરના બાપને કહી તેને પોતાના મહેલમાં જ રાખ્યો.

*       *       *       *       *

---

* કુવા મોટા શહેરમાં પહોળા ખોદેલા હોય. નાના ગામમાં જંગી પાતાળ કુવા બધે ન હોય. ત્યાં નાના નાના કુવા હોય તેને કુઇ કહે છે.

વરસો વીતી ગયાં. કીશોર બાળક મટી મોટો ભાયડો બન્યો.

રાજાને છોકરો નહોતો. એક માત્ર કન્યા હતી. વસંતમાલાનાં લગ્ન રાજાજીએ કીશોરની સાથે કરી આપ્યાં.

રાજા ઘરડો થઈને મરણ પામ્યો ત્યારે કીશોર રાજા થયો ને વસંતમાલા રાણી થઈ.

પછી તો તેમણે ખૂબ ખૂબ ખાધું, પીધું ને રાજ કર્યું.

---

# મધમાખી

એક વેળા જનાવરોના રાજાએ બે પક્ષીઓને અને એક મધ-માખીને પોતાની પાસે બોલાવ્યાં.

" કહો, તમે લાંબી મુસાફરીએ જવા તૈયાર છો ?"

" મહારાજ, અમે તો આપના તાબેદાર સેવકો છીએ. આપની જ્યાં જવાની આજ્ઞા થશે ત્યાં ખુશીથી જઈશું."

"સારી વાત છે. ત્યારે તમે ત્રણે જણાં અહીંથી પૃથ્વી ઉપર જાઓ. એક વરસ અને એક દહાડાની તમને મુદત આપું છું. તે દરમ્યાન આખી પૃથ્વી ફરી વળો. ત્યાં જઈને તપાસ કરજો કે કયા પ્રાણીનું માંસ સૌથી વધુ સ્વાદદાર છે. મુદત પુરી થાય તે દિવસે અહીં પાછા આવજો ને મને ખબર આપજો.

રાજાને નમસ્કાર કરી ત્રણે જણાં પૃથ્વી ઉપર જવા ચાલી નીકળ્યાં.

પૃથ્વી ઉપર આવી પહોંચ્યાં એટલે એક જણ જંગલોમાં ગયું, બીજું ખેતરોમાં ગયું, અને ત્રીજું ગયું નદીનાળાં બાજુ.

એક વરસ ને એક દિવસ સુધી ત્રણે જણાં બધે ફર્યાં. મુદત પુરી થઇ એટલે નક્કી કરેલી જગાએ બધાં એકઠાં મળ્યાં. રાજાને જઇને શું કહેવું તેનો તેમણે વિચાર કરવા માંડયો.

"મને તો લાગે છે કે ઇયળો ને જીવાતનું માંસ સૌ કરતાં ચડે." એક પક્ષી બોલ્યું.

બીજું પક્ષી કહે: "જીવડાંના જેવું સ્વાદિષ્ટ માંસ બીજા કોઈનું નહિ એવી મારી તો ખાત્રી થઈ ગઈ છે."

મધમાખી બોલી: " તમે બંને નકામાં છો. સૌથી ચડે એવું તો માણસનું માંસ છે."

પછી તો ત્રણે જણ તકરાર કરવા મંડયાં. એક કહે, આ ખરૂં, ને બીજું કહે, આ ખરૂં.

આખરે મધમાખી બોલી,–"જુઓ આપણે રાજાજીને કાંઈક પણ કહેવું તો જોઈશે જ. અને ત્રણે જુદી જુદી વાત કરીશું તો રાજા સજા કર્યા વગર નહિ રહે. માટે મારૂં માનો તો આપણે એમ જ કહીશું કે સૌથી સારૂં માંસ માણસજાતનું છે. માણસજાત ખબ મિજાજી છે, અને આપણી દુશ્મન છે. માટે આપણે એમ જ કહીશું કે માણસનું માંસ સૌ કરતાં મીઠું. કહો, કબુલ છે?"

બિચારાં પક્ષીઓને બીજું કાંઇ કહેવાનું હતું નહિ. આથી તેમણે કબુલ કર્યું કે ત્રણે જણે રાજાજીને માણસનું માંસ મીઠું છે એમ કહેવું.

રસ્તે જતાં વાદળનો રાજા મળ્યો.

તે પૂછે: "કેમ મિત્રો? કહો, કોનું માંસ સૌથી મીઠું?"

"માણસનું." ત્રણે સાથે બોલી ઉઠયાં.

"અરરર! તમે ત્રણે સજ્જડ થાપ ખાધી છે. આવી વાત તમારા રાજાજીને કરશો નહિ. નહિ તો ભારે નુકશાન થશે. તમે કોઇએ સાપનું માંસ ચાખ્યું છે?'

"ના. એ તો અમે ભૂલી જ ગયાં."

"ત્યારે ત્યાં જ તમારી ભૂલ થઈ. સાપના જેવું સ્વાદિષ્ટ માંસ બીજા કોઈ પણ પ્રાણીનું નથી એની હુ તમને ખાત્રી આપું છું. તમે તમારા રાજાને જઇને એમ જ કહેજો."

એમ કહી વાદળનો રાજા તો જતો રહ્યો.

એના કહેવા મુજબ કરવા બંને પંખી તો તૈયાર થયાં. પણ મધમાખી એમ કરવા કબુલ ન થઈ.

તે કહે: "માણસ જાત આખી ઘાતકી છે. હું તો એમ જ કહીશ કે માણસનું માંસ મીઠું. તમારી વાત તમે જાણો!"

પંખીઓને ભાંજગડ ઉભી થઇ. આમ મતભેદ થાય તો તો રાજાજી ગુસ્સે થાય.

આખરે એક પક્ષીને યુક્તિ સુઝી. એ કહે: "મધમાખી, જરા અહીં આવ તો. તારી જીભ જોવા દે જોઇએ? આ શું વળગ્યું છે?"

મધમાખીએ જીભ બહાર કાઢી. તરત જ એ પક્ષીએ પોતાની ચાંચવતી જીભનું ટેરવું કરડી ખાધું.

"હવે તારે રાજાજીને જે કહેવું હોય તે નિરાંતે કહેજે!" પક્ષી હસીને બોલ્યું.

મધમાખી ખૂબ ગુસ્સે થઈ ગઈ. પક્ષીને કાંઇક કહેવા જતી હતી, પણ જીભ તો કપાઈ ગઇ હતી. બોલવા જાય ત્યાં તો એટલું જ બોલાય–ગૂં–ગૂં–ગૂં–ગૂં–ગૂં !

છેવટે રાજાજી પાસે જઇ બંને પક્ષીઓએ જણાવ્યું કે સાપનું માંસ સૌથી મીઠું છે.

મધમાખી બોલી—"ગૂં-ગૂં-ગૂં-ગૂં-ગૂં."

રાજા બોલ્યા—"એ શું?"

પક્ષીઓ બોલ્યાં:-"મહારાજ, એ પણ એમ જ કહેવા માગે છે કે સાપનું જ માંસ સૌથી મીઠું છે. પણ એની જીભ કોણ જાણે શાથી કપાઈ ગઇ છે, તે એ બિચારી બોબડી થઇ ગઇ છે!"

મધમાખી ગુસ્સે થઇને બોલી,-"ગૂં-ગૂં-ગૂં!"

"જુઓ મહારાજ, એ કહે છે કે અમારી વાત ખરી છે." પક્ષીઓ બોલ્યાં.

અને ત્યારથી તે આજ સુધીની વાત કરોને? એ મધમાખીનાં બધાં વંશજો હાલ પણ ગૂં-ગૂં-ગૂ-ગૂં કરે છે. તેઓ બીજો કાંઇ અવાજ કરી શકતાં નથી.



# નાની વહુ

કાઠિઆવાડમાં દ્વારકા નામનુ સુંદર શહેર છે. તેમાં રમુ રહેતો હતો. રમુની ઉમ્મર હતી સત્તર વર્ષની. રમુની વહુનું નામ હતું રસિલા. તે બારેક વરસની ઉમરની હતી. રમુની માનું નામ હતું રમા અને મોટી માનું નામ રતનબા. રતનબાની ઉમર આશરે સાઠ ઉપરની હશે.

રતનબાને રમા ( રમુની બા ) બહુ જ સતાવે. ઘરડી સાસુ ઉપર રમાનો સીતમ બહુ ભારે હતો. એટલે સુધી કે બિચારીને રમુની બા ઠીબમાં વધ્યું સધ્યું ખાવાનું આપે.

રમુ બિચારો સ્વભાવે રાંક. તે બધું જાણે, પણ કાંઇએ બોલે નહિ. મોટી બાને તે બહુ ચ્હાતો હતો, પણ પોતાની બા આગળ કાંઇએ ન ચાલે.

રસિલા બહુ રૂપાળી હતી. બોલવામાંયે ચતુર અને હસમુખી પણ એવી.

આથી રમા પોતાની સાસુને તો બહુ જ સતાવે પણ પોતાની નાની વહુને–રસિલાને–તો જીવથી પણ વધારે ચાહે. તેનું જતન રૂડી રીતે કરે. તેને જોઇએ તે આપે, અને તેનું મન જરાકે ન દુભાવે. નાની વહુ ઉપર રમા ઓછી ઓછી થઈ જાય.

રમા હંમેશાં રસિલાને ઠીબમાં ખાવાનું આપે અને તેની જોડે તે રતનબાને મોકલાવે. રમાને સાસુપર બહુ ઝેર હતું પણ રસિલાને તો પોતાની વડસાસુ બહુ વ્હાલી લાગતી હતી. પણ એ બિચારી નાની છોકરીનું શું ગજું ?

તો પણ તે છાનીમાની પોતાના ખાવામાંથી થોડુંક બચાવીને રતનબાને ખવરાવે અને તેમની ચાકરી કરે. પણ સાસુજીથી છાનામાના.

રસિલા રોજ ઠીબમાં વડસાસુને ખાવાનું આપે અને પછી ઠીબને લઇને વાડામાં એકઠી કરે.

એક દહાડો રમાએ વાડામાં ઠીબનો મોટો ઢગલો જોયો. રસિલાને પૂછ્યું, " વહુ બેટા ! આ ઢગલો કેમ કર્યો છે ? "

રસિલા બોલી, " સાસુજી ! હમણાં તો તમે વડસાસુજીને ઠીબમાં ખાવાનું આપો છો. પણ જ્યારે તમે ઘરડાં થશો અને મારે તમને ખાવાનું આપવું પડશે ત્યારે હું વળી નવી ઠીબો કયાં લેવા જાઉં ? તેથી અત્યારથી જ હું તે ભેગી કરી મૂકું છું અને તમે જ્યારે ઘરડાં થશો ત્યારે એ જ ઠીબોમાં હું તમને દરરોજ ખાવાનું નાખીશ ! એ તો આપણા ઘરનો રિવાજ છે ને ?"

રમા તો આ સાંભળી સડક બની ગઈ! પોતાના હાથમાં સત્તા છે તેનો ભુંડો ઉપયોગ કરી તે પોતાની સાસુને રંજાડતી હતી. પછી વહુનો વારો આવે ત્યારે તે તેને કેમ જતી મૂકશે ? તે બહુ પસ્તાઈ. તે દિવસથી તેણે પોતાની સાસુને દુઃખ દેવાનું સમૂળગું છોડી દીધું.

આમ નાની વહુએ સાસુને સચોટ શીખામણ દીધી.

---

# ગુલાબ

એનું નામ ગુલાબ. રાજનગરના રાજા રત્નસીંહની એક માત્ર પુત્રી. રૂપરૂપનો ભંડાર. સદ્‌ગુણની ખાણ. હસે ત્યારે ગાલમાં ખાડા પડે. એને જોતાં જ સૌ કોઈનાં હૈયાં ઠરે.

રાજા ઘરડા હતા. રાજકન્યા લગ્ન લાયક ઉંમરની થઈ હતી. દેશ દેશના રાજાઓ રાજકન્યાને પરણવા ઘેલા બન્યા હતા.

આવી રૂપાળી રાણી મળે, ને રત્નસીંહને બીજો કોઇ વારસ નહિ, એટલે આખું રાજ્ય મળે. કોને ન ગમે ?

પણ ગુલાબને હૈયે એકે રાજા ન વસે. એમાંના કોઇની પણ સાથે એને પરણવાનું મન ન થાય.

એમ ને એમ એક દહાડો રત્નસીંહજી મરણ પામ્યા.

બસ, થઇ ચુકયું ! રાજગાદી સુની પડી. દેશ દેશના રાજાઓએ એના રાજ્ય ઉપર ચડાઇ કરી.

બધા રાજાઓએ સામટો ગુલાબકુંવરીના મહેલ ઉપર ધસારો કર્યો.

“ગુલાબ ! હવે તો મને પરણ્યા વગર તારો છુટકો જ નથી.” એક રાજા બોલ્યો.

"તારા જેવા તો એને ત્યાં નોકર છે, નોકર. મુરખા! ગુલાબ કુંવરી તો મને જ પરણવાની." બીજો રાજા બકવા લાગ્યો.

"ભગવાને અકકલનું પડીકું છોડયું ત્યારે તમે બંને પાછા પડી ગયેલા એ નકકી. એ રાજકન્યા મારા વગર બીજા કોઇને કદિ પરણે જ નહિ." ત્રીજો રાજા તડુકયો.

પછી તો ગુલાબને કોણ પરણે તે માટે રાજાઓ અંદર અંદર લડવા લાગ્યા.

આ તકનો લાભ લઈ ગુલાબ ત્યાંથી લાગ જોઈને નાઠી! દોડતી દોડતી આશાપુરી માતાના મંદિરમાં જઇને ભરાઈ ગઈ.

રાજાઓને ખબર પડી. તેઓ પાછળ પડયા.

ગુલાબે માતાજીનું મંદિર અંદરથી બંધ કર્યું

બહારથી રાજાઓએ ધડાધડ હથિયારોના ઘા કરી બારણું ઊઘાડી નાખ્યું.

ગુલાબ સમજી કે હવે મારા બાર વાગી જશે.

એણે તો દાંત વચ્ચે જીભ કચડી પોતાનો પ્રાણ કાઢી નાખ્યો. ધબ્બ લઇને નીચે ઢળી પડી.

હદ થઈ ગઈ. ચારે બાજુ હાહાકાર થઈ ગયો.

ગુલાબનો અંત આવેલો જોઈ માતાજી કોપ્યાં.

માતાજીએ પ્રકટ થઇ ગુલાબના શરિરને હાથ અડકાડયો.

ગુલાબ સ્ત્રી મટી એક સુંદર છોડ બની ગઇ. તેની ઉપર મઝાનાં રૂપાળાં પુલ આવ્યા. ગુલાબના સદ્‌ગુણ તેની મીઠી સુગંધીમાં ફેરવાઈ ગયા. ગુલાબનું પારવગરનું રૂપ તેના પુલમાં આવીને વસ્યું.

માજી ક્રોધ કરીને બોલ્યાં: “દુષ્ટ રાજાઓ! તમે એમ ન સમજશો કે તમે બચી જશો.”

એમ બોલી માતાજીએ તેમને કાંટા બનાવી દીધા ને ગુલાબના છોડને વળગાડી દીધા.

ત્યારથી ગુલાબનાં પુલની ઉત્પત્તિ થઇ. રાજાઓ હજુ કાંટા બની એ છોડનું રક્ષણ કરી રહ્યા છે.

અને ગુલાબ રાજકન્યા ખરી ને? માટે જ આજે પણ ગુલાબ પુલની રાણી ગણાય છે.

---

# મછરાં ક્યાંથી પેદા થયાં?

એક મોટો રાક્ષસ હતો. ભારે જબરો. દૂરદૂરના ઉંચા ઉંચા પહાડોમાં એક મોટી ગુફા. તેમાં એ રહેતો.

એ રાક્ષસ એવો તો ભયંકર કે જોતાં જ બીક લાગે. છોકરાં છળી મરે. બૈરાં ભય ને ત્રાસથી થથરી ઉઠે.

એના આખા શરિરે જનાવર જેવા વાળ. હાથના પંજા તો જાણે વાઘના જ પંજા. એને આંખો ન મળે. મહાદેવજીની ત્રીજી આંખની જેમ કપાળની વચમાં એક જ મોટી આંખ. ખાસ્સી ચ્હાની કીટલીના ઢાંકણા જેવડી મોટી!

એ રાક્ષસ પોતાની ગુફા છોડી જ્યારે ગામડાંઓમાં ઉતરી પડે ત્યારે ચારે બાજુ હાહાકાર વર્તી રહે.

ખેતરનો ઉભો પાક ખાઈ જાય. નાકમાંથી ઉની ઉની વરાળો ને ભડકા તો એવા નીકળે કે તૈયાર પાક સળગી જાય. ઢોર, માણસ, જે કોઈ અડફટે ચડે તેને એકકે કોળીયે હોઇયાં કરી જાય.

આજુબાજુ એવું એકકે ઘર નહોતું કે જ્યાં એ રાક્ષસે કોઈનું ઢોર કે કોઇનું માણસ માર્યું ન હોય. બધાં દિલગીર રહેતાં.

અને એની બીકે કોઇ દૂર દૂર પર્વતો ઉપર ફળફુલ વીણવા કે શિકાર કરવા પણ ન જાય. જો જાય ને કાળ જેવો રાક્ષસ તેમને જુએ તો તો પછી થઈ જ રહ્યું ને?

પંચાત એ હતી કે રાક્ષસ કશાથી મરતો નહોતો. ભલભલા લડવઈયાઓએ મહેનત કરી જોઈ. પણ જાણે અમરપટો લગાવી લાવ્યો હોય એમ રાક્ષસ કશાથી મરે નહિ.

એક વાર એક શિકારી શિકારની પાછળ પેલા પર્વતો ઉપર ખૂબ આઘે જઈ ચઢ્યો. ગયો ગયો તે છેક પેલા રાક્ષસની ગુફા નજીક જઈ પહોંચ્યો. એને બિચારાને રાક્ષસના રહેઠાણની કાંઈ ખબર નહોતી.

એક પથરા ઉપર તે થાક ખાવા ઉભો ત્યાં તો દૂર ઝાડીમાંથી કાંઈક ચળકતી ચીજ તેના સામું ટગરટગર જોતી જણાઈ.

ધારી ધારીને શિકારીએ જોયું તો પેલો જ રાક્ષસ ! જમદૂત જેવો તાકીને શિકારીને જોઈ રહ્યો હતો.

બિચારો શિકારી સમજ્યો કે હવે મુવા છુટ્યા.

પણ શિકારીએ વિચાર કર્યો કે આમ રાક્ષસના મ્હોંનો કોળીયો તો થવાનું જ છે ને ? ત્યારે લાવ ને, એને બે ત્રણ બાણ મારીને જ મરૂં. એમને એમ શું કરવા મરૂં ?

એણે તો ભાથામાંથી તીર કાઢ્યું. ધનુપપર ચડાવ્યું. હિંમત એકઠી કરી રાક્ષસની મોટી આંખ ઉપર નિશાન તાક્યું. બરાબર કાળજી રાખી તીર છોડયું.

સમમમમમ કરતું તીર ચાલ્યું. સીધું રાક્ષસની આંખમાં જઈને જ ખુંપી ગયું ! રાક્ષસે ભયંકર ચીસ પાડી.

આખો દેશ ખળભળી ઉઠયો. બધે હાહાકાર વર્તાઈ રહ્યો. ધરતી ધ્રુજી ઉઠી. પર્વત ધણધણી ઉઠયો. શિકારી સમજ્યો કે હવે નક્કી મોત આવી લાગ્યું છે.

પણ પછી તો ઠબ લઇને ઠપકારો થયો. શિકારી નજર કરે તો રાક્ષસ ઢળી પડ્યો હતો. એની આંખમાંથી લોહીની સેરો છુટતી હતી. તેના શરિર નજીકથી એક લોહીનું જાણે નાનું સરખું ઝરણું વહેતું હતું.

શિકારીના ખોળીયામાં હવે જીવ આવ્યો. એ ધ્રુજતો ધ્રુજતો રાક્ષસની નજીક ગયો.

સાચેસાચ રાક્ષસ મરી ગયો હતો! શિકારીના આનંદનો પાર ન રહ્યો.

પણ વળી પાછો રાક્ષસ જીવતો ન થાય માટે એણે તો આજુબાજુથી ઝાડની ડાળીઓ ઝાંખરાં તથા ઘાસ એકઠી કરી. રાક્ષસના શરિર ઉપર તેનો ખડકલો કર્યો. તેમાં દેવતા મૂકયો. રાક્ષસને બાળી મૂકયો!

જ્યારે આખો રાક્ષસ બળીને ખાખ થઇ ગયો ત્યારે શિકારીએ એની રાખોડી લઈ ચારે બાજુ હવામાં ઉછાળીને ફેંકી દીધી.

એટલામાં એક ચમત્કાર બન્યો. એ રાખોડી જતી રહી પણ તેની જગાએ માંખો, ડાંસ, અને માખીઓ પેદા થઇ.

એ સ્વભાવે પેલા રાક્ષસના જેટલી જ નિર્દય ને દુષ્ટ. માણસ જાતને હેરાન કરવામાં જરા પણ બાકી ન રાખે.

છેવટે લોકોએ મન વાળ્યું કે માંખ મચ્છરનો ત્રાસ વેઠી લેવાશે. પણ હવે રાક્ષસ તો દુઃખ દેતો મટ્યો?

અને આજે પણ રાક્ષસનું સંભારણું એ માખ મછરાંથી જ રહ્યું છે ને? તમે જ કહોને? આપણને તે કેટલો ત્રાસ આપે છે?

# અગાસીમાં ઊંટ

**નાનું** એવું એક ગામ. તેને પાદરે એક દહેરૂં. દહેરા ઉપર નાનકીક અગાસી. નજીકમાં નાનકડી એક નદી વહે.

રૂપાળી અજવાળીયાંની રાત હતી. ઉનાળાનો દહાડો હતો. ગામનાં છોકરાં એકઠાં મળી ચાંદનીમાં ખેલતાં હતાં.

એક અસવાર આવ્યો હતો. વડના ઝાડની ડાળે પોતાનું ઊંટ તેણે બાંધ્યું હતું. માથાનું પાઘોટું છોડી ખુલ્લામાં તે ઘસઘસાટ ઉંઘતો હતો. ઊંટ વાગોળતું હતું.

છોકરાંની જાત રમતીયાળ તો ખરી ને? એક મોટા છોકરાના મનમાં કાંઈક નવો તરંગ આવ્યો. તેણે બધા છોકરાઓને બોલાવ્યા. તેમને કહ્યું: "આ ઊંટને પેલી દહેરા ઉપરની અગાસીમાં ચડાવીએ તો?"

" તો તો ભારે ગમત આવે. " બધા છોકરા એક સામટા બોલી ઉઠ્યા.

"પણ નીસરણી ક્યાં છે? વળી ઊંટ તે કાંઈ નાનું સરખું જનાવર છે? તેને ચડાવાય શી રીતે?"

"હું કહુ એમ કરો." મોટો છોકરો બોલ્યો.

બધા છોકરા તેના કહેવા મુજબ નદી કિનારે પુષ્કળ રેતી હતી તે એકઠી કરવા મંડયા. ઘણા બધા છોકરા. જોરાવર ને હોંસીલા. પછી શું બાકી રહે?

રેતીનો ઢગલો દહેરા નજીક એકઠો થઇ ગયો. ધીમે ધીમે એક હાથ, બે હાથ, કરતાં કરતાં ઢગલો તો છેક અગાશીની ધારને અડે એવડો ઊંચો થઈ ગયો.

પેલો મોટો છોકરો નદી કિનારે ઉગેલું લીલું છમ ઘાસ અને થોડીક ભાજી તોડી લાવ્યો. એક છોકરાએ ઊંટને વડની ડાળીએથી ધીમે રહીને છોડ્યો. મોટો છોકરો અગાશીમાં ચડી ઊંટને પેલી ભાજી ને ઘાસ બતાવવા લાગ્યો. બરફી પુરી જેમ મનગમતી ભાજી ને ઘાસ જોઈ ઊંટની દાઢ તો ડળકી. તેને તે ખાવાનું મન થયું. બધા છોકરા તેને તાણીને રેતીના ઢગલાની નજીક લાવ્યા.

ઊંટ તો રેતીનું વહાણ! એને ઢગલાપર ચડતાં આવડે. એ તો સડસડ કરતું રેતીના ઢગલા ઉપર ચડી ગયું. છોકરો જરાક આઘો ગયો. ઊંટે ઘાસ ખાવા અગાશીમાં પગ મૂક્યા. છોકરો જરા વધારે આઘો ખસ્યો. ઊંટ ચારે પગે અગાસીમાં આવતું રહ્યું. છોકરાએ ઘાસ ને ભાજી ઊંટને ખવડાવી દીધાં.

ઝટઝટ બધા છોકરાઓએ પેલો રેતીનો ઢગલો વીખેરી નાખ્યો. રેતી હતી એવી કરી નાખી. ઊંટને અગાસીમાં વાગોળતું છોડી બધા છોકરા પોતપોતાને ઘેર જતા રહ્યા.

* * * * * * *

સવાર પડી. પેલો અસ્વાર ઉઠીને જુએ તો ઊંટ ન મળે. નદી કાંઠે લાંબે સુધી નજર નાખી પણ ઊંટ શાનું જડે? 'અરે ભગવાન! ઊંટ કયાં ગયું?' એમ બોલી તેણે ઉંચું જોયું. ત્યાં તો અજાયબીથી તેની આંખ ફાટુફાટુ થઈ રહી. અગાસીમાં ઊંટ! એ ત્યાં શી રીતે ચડયું હશે? ત્યાં કાંઇ નીસરણી હોય? અને



અગાસીમાં ઊંટ ! એ ત્યાં શી રીતે ચડ્યું હશે ?

હોય તો પણ ઊંટ તે વળી અગાસીમાં ચઢે? બાપ રે બાપ! શું અહીં કાંઈ ભૂતાવળ હશે? તેમણે ગમ્મત કરવા તો ઊંટને ઉપર નહિ મૂક્યું હોય? હવે એને નીચે શી રીતે ઉતારવું?

એ તો બિચારો ખરેખરો ગભરાયો. ગામમાં જઈ બધાને વાત કરી. ગામના બધા લોકો જોવા ઊલટ્યા. આ નવાઈ જોઈ બધા અજાયબીથી આભા બની ગયા. છોકરાઓએ આ તોફાન કર્યું હશે એ તો કોની કલ્પનામાં આવે?

ઘણો ઘણો વિચાર કર્યો પણ ગામલોકને કશો રસ્તો જડ્યો નહિ. ઉપર ચઢી ડીફાં મારી ઊંટને નીચે હાંકે તો તેના પગો ભાંગી જાય. ત્યારે કાંઈ દહેરું તોડી પડાય? પણ ત્યારે ઊંટને તે અગાસીમાં રહેવા દેવાય? શું કરવું?

આખરે પેલા મોટા છોકરાએ ઊંટને ઉતારવાનું માથે લીધું. તેણે બધાં છોકરાંને ભેગાં કર્યાં. પાછો સપાટાબંધ રેતીનો ઢગલો કરી નાંખ્યો. એના ઉપર થઈને ઊંટને નીચે ઉતાર્યું.

છોકરાઓની કરામત ઉપર ગામલોકો ખુશી ખુશી થઈ ગયા. તેમને ખજુર ને ટોપરાંની લહાણી કરી ને આવું અટકચાળું ફરી ન કરવાની ચેતવણી આપી.

---

# લંગોટીની લીલા

વનવગડામાં એક સન્યાસી રહેતો હતો. જગતની તેને પરવા નહોતી અને જગતને તેની પરવા નહોતી. સન્યાસી લંગોટી પણ પહેરતો નહોતો.

એક વખત એક દયાળુ માણસ સન્યાસીના ઝુંપડાની નજીક થઈને પસાર થતો હતો. સન્યાસીને સમૂળા વસ્ત્ર વગરના જોઈ તેને દયા આવી. તેણે કપડાનો એક ટુકડો સન્યાસીને આપી પ્રણામ કરી કહ્યું, "મહારાજ ! આટલું વસ્ત્ર તો કૃપા કરી જરૂર પહેરજો."

સન્યાસીએ હા પાડી. તેમણે લંગોટી પહેરવી શરૂ કરી.

સન્યાસી લંગોટીને જ્યારે ધોઈને સુકવતો ત્યારે એક ઉંદર આવી તે કપડું કાતરી ખાતો હતો. રોજની ટેવ પડી એટલે લંગોટીની દુર્દશા જોઈને સંન્યાસીએ ઉંદરને હાંકવા માંડ્યો. પણ ઉંદર તેમના માથાનો હતો. તે એમને એમ ઓછા જ પાંશરો થાય એમ હતો !

આથી સંન્યાસીએ એક બિલાડી પાળી. મીનીમાસીને જોતાં જ ઉંદરમામા તો ભાગી ગયા.

પણ બિલાડી ખાય શું ? બાવાની ઝુંપડીમાં બિલાડીબાઈને શું મળે ? તેણે બાવાજીને વિનંતિ કરી કે, " મહારાજ ! હું ખાઉં શું ? મને ભોજનનો બંદોબસ્ત કરી આપો. "

સન્યાસીએ વિચાર્યું કે વાત તો ખરી છે. આખરે વગડાને છેડે રહેતા એક પરોપકારી ખેડુતને વીનવી તેમણે એક ગાય માગી આણી.

વન વગડામાં ઘાસચારાની કમી નહિ એટલે ગાય તો મોજથી જંગલમાં ફરે અને સાંજે સન્યાસીની ઝુંપડીમાં રહે.

સન્યાસી ગાયને દોહીને બિલાડીને દૂધ પાય. બિલાડી ઝુંપડીમાં જ રહે એટલે ઉંદરમામા ત્યાં આવી ન શકે. આમ થોડોક વખત તો ગાડું ગબડ્યું.

પણ એક દિવસ વાત વંઠી. ગાય બિચારી ઘાસ ખાઈ ખાઈને કંટાળેલી તે જંગલને છેડે આવેલા એક જમીનદારના ખેતરમાં ઘુસી, અને તેના કિંમતી શાક ભાજીના પાકનું ખેદાન મેદાન કરી નાખ્યું.

ગાય પકડાઇ અને તેને ડબ્બામાં પુરવામાં આવી. કોની ગાય હતી તેની તપાસ ચાલી અને સન્યાસી મહારાજને જમીનદારે ગાય રખડતી મૂકવાના આરોપસર કોર્ટમાં ઘસડ્યા.

સરકારી સીપાઇઓએ મહારાજને પકડ્યા અને કોર્ટમાં અપરાધીના પાંજરામાં તેમને ખડા કરી દીધા.

તેમનાપર કામ ચાલ્યું !

સન્યાસીએ વિચાર કર્યો કે, ભલા ભગવાન ! આ શો ત્રાસ ! આ ત્રાસનું કારણ ગાય છે. મારે વળી ગાય શી ? ગાય બિલાડીને માટે હતી. સન્યાસીને બિલાડી શું કરવા જોઇએ ? ઉંદરના ત્રાસથી બચવાને માટે આ બધો પ્રકોપ થયો ! ઉંદરનો ત્રાસ શું કરવા

થયો ? આ લંગોટી પહેરવાની શરૂ કરી માટે ! રે લંગોટી ! તારી લીલા ભારી છે. દિશાઓ જેનાં વસ્ત્ર હતાં, આકાશ જેનું છત્ર હતું, અને વનનાં કંદમૂળ ખાઈ પ્રભુનું ભજન જે સન્યાસી કરતો હતો, તેને આજે ન્યાયમંદિરમાં આવવાનું કારણ સંસારની માયારૂપી આ લંગોટી જ છે ! ત્યાગ છોડી ભોગને વ્હાલો કર્યો ત્યારે આ દશા થઈ!

સંન્યાસીએ એમ વિચારી લંગોટીનું ચીથરૂં ભરકચેરીમાં અંગપરથી ખેંચી કાઢ્યું, અને ન્યાયાધીશપર ફેંકી તેમણે ત્યાંથી ચાલતી પકડી !

થોડાક દયાળુ માણસોએ વચ્ચે પડી ન્યાયાધીશને સમજાવ્યો કે એ તો બિચારો ગરિબ સન્યાસી છે, અને અમે દંડ ભરવા તૈયાર છીએ.

ન્યાયાધીશ દયાળુ હતો. તે વસ્તુસ્થિતિ સમજ્યો. તેણે મુકદ્દમો કાઢી નાંખ્યો.

સન્યાસી મહારાજ પણ લંગોટીને તજીને સુખથી વગડામાં વસી પ્રભુનું ભજન નિર્વિઘ્ને પાછા કરવા લાગ્યા.

તૃષ્ણા ને મોજશોખ વધાર્યાં વધે ને ઘટાડ્યાં ઘટે.

---

# સુંદરી

હળવદ નામનું કાઠીઆવાડમાં એક ગામ છે. ત્યાં આગળના વખતમાં ખીમરો નામનો એક ગરીબ રજપૂત રહેતો હતો.

ખીમરો ખેતી કરી પોતાનું ગુજરાન ચલાવતો. તેની માયા પુંજીમાં તેને એક માત્ર દીકરી હતી.

દીકરી એવી તો રૂપાળી રતન જેવી, કાચની પૂતળી સમી, અને ચાંદાના તેજ જેવી હતી કે ભલભલા રાજા રજવાડામાં પણ એના જેવી રૂપાળી છોકરી ન જ મળે. એનું નામ હતું સુંદરી.

સુંદરીની મા સુંદરીને જન્મ આપીને મરણ પામેલી હતી. ખીમરાની ખંતીલી કાળજી હેઠળ સુંદરી ઉછરીને મોટી થયેલી એટલે બાપ દીકરી વચ્ચે જળ ને માછલી જેવું હેત હતું એમ કહીએ તો ચાલે.

સુંદરી જેમ રૂપની ખાણ હતી તેમ સદ્‌ગુણનો પણ ભંડાર હતી. દરેક જાતની કળામાં પાવરધી હતી. ફક્કડ ફક્કડ રસોઇ બનાવે, રેંટીઆ પર બારિક સુતર કાંતી બાપુની બંડી ને ચોરણો તૈયાર કરે. ઉનની રૂપાળી મોજડીઓ ગુંથે અને ખૂબ ઘરકામ કરે.

એક વાર ખીમરાને સોમનાથ મહાદેવની જાત્રા જવાનું થયું.

બાપે દીકરીને પૂછ્યું: "બેટા, હું પાછો આવું ત્યારે તારે કાજે શું લાવું?"

ચતુર સુંદરી સમજતી હતી કે આપણે ગરિબ છીએ. તેથી તેણે માગ્યું કે: "બાપુ! આવો ત્યારે ફક્કડ મઝેનો પપૈયો લેતા આવજો."

બાપે હા પાડી અને વ્હાલી સુંદરીને આશિર્વાદ દઇ વિદાય થયો.

ખીમરો સોમનાથ મહાદેવની જાત્રા સુખરૂપ કરીને પાછો ફર્યો. રસ્તામાં ગીરનારની જાત્રા પણ કરવાનું તેને મન થયું અને શ્રદ્ધાળુ ખીમરો ઠેઠ અંબાજી સુધી ઉંચે ચડી દર્શન કરી આવી પાછો વળવા લાગ્યો.

કમનસીબે પાછા ફરતાં તે માર્ગ ભૂલ્યો, અને ઓતાડે રસ્તે ચઢી ગયો.

ઘોર જંગલ, ગીરનારનો પહાડ, પવનના ભયાનક સુસુવાટા, અને સીંહની કારમી ત્રાડો, એ તમામથી ખીમરો બાપડો તોબા પોકારવા લાગ્યો.

એટલામાં રાત પણ પડવા આવી. ખીમરાએ હવે જીવવાની આશા મેલી દઈ ભગવાનનું ભજન કરવા માંડયું.

અચાનક એક ઉંડી ગુફામાં કાંઇ અજવાળું જણાયું. થાકયો-પાકયો ખીમરો થાય એ ખરી, કરીને તે ગુફામાં ગયો.

ગુફા જોતાં જ ખીમરાની અજાયબીનો પાર ન રહ્યો. અંદર તો મોટો બગીચો, વચમાં સંગેમરમરના પત્થરનું એક સુંદર મકાન અને અંદર ગરમ ગરમ રસોઇ તૈયાર હતી!

ખુબ નવાઈની વાત એ હતી કે ત્યાં બધું હતું પણ કોઈ માણસ જણાતું ન હતું.

ખીમરાએ તો જે થવાનું હોય એ ભલે થઇ જાય એમ ઠરાવ કરી લાડુ, પુરી, ભજીયાં, શાક, કઠોળ, કઢી, કમોદનો ભાત, રાયતાં, પાપડ, પાપડી, સેવ, કચુંબર, સંભારીયા, વિગેરે ફક્કડ ફકકડ રસોઇ પર ઠીક હાથ જમાવ્યો અને પછી અમૃતસરખું મીઠું પાણી પણ પી લીધું.

હવે સુવાની વારી આવી. બાજુના જ ખંડમાં મલમલના ગાલીચાવાળી જગ્યાપર છત્રપલંગ ઢાળેલો હતો. તેમાં પીછાંની નરમ કીનખાબની તળાઇઓ, સફેદ દુધ જેવી ચાદર, એ બધો ભપકો જોઇને ખીમરાજી તો ત્યાં જ સુઇ ગયા.

વહાણું વાયુ. ખીમરો જાગ્યો. ન્હાઈધોઇ પરવારીને ત્યાંથી તે બહાર નીકળ્યો.

બગીચામાં પપઈયાનાં મોટાં મોટાં ઝાડ જોઈ ખીમરાને સુંદરીની માંગણી સાંભરી અને તેણે ઝાડેથી એક સારો જોઇને પપૈયો તોડી લીધો.

"બા આ આ આ આ આ આ ઉ ઉ ઉ ઉ!!! હુ ઉ ઉ ઉ ઉ પ!!!" કરતી એક કારમી જંગલી જનાવરની ભયંકર ચીસ ખીમરાએ સાંભળી અને હજુ તો તે પોતાની આંખ મીચીને ઉઘાડે એટલામાં તો એક વિચિત્ર જનાવર ભારે ગુસ્સામાં ખીમરા સામે પોતાના પંઝા ઉપાડી જીભડી લબડાવીને ઉભું હતું!!

એ જનાવર ખુબ નવાઇ જેવું હતું. તે પાછલા બે પગે ઉભું હતું. એના આગલા બે પગ માણુસના હાથ જેવા હતા. મ્હોં મોટા ગેંડાના જેવું હતું અને વળી ઉપર બે શીંગડાં હતાં!

ખીમરાએ જાણ્યું કે ચાલો, હવે આપણે મુવા છુટ્યા. વૈકુંઠવાસ થવાને હવે વાર લાગવાની નહિ.

તેણે થરથરતે અવાજે આજીજી કરતાં કહ્યું, "જો ભાઈ, મેં અહીં કોઈ માણસને ન જોયું એટલે જ આ ફળ લીધું. મને સારૂં સારૂં જમવાનું મળ્યું અને કોઈ ન બોલ્યું ત્યારે મેં જાણ્યું કે આ ફળ લઈશ તો કોઈ નહિ બોલે. માટે બાપુ, હવે માફ કર. લે આ તારૂં ફળ અને મને જવા દે માબાપ!"

જનાવર બોલ્યું, "મારા જાદુથી મેં તને આટલું આટલું ખાવા પીવા ને રહેવાનું આપ્યું, છતાં તેં મારો પપૈયો લઇ લીધો. માટે હવે તો બચ્ચા, તને આખો ને આખો ખાઈ જ જાઉં!"

ખીમરાએ બહુ કાલાવાલા કર્યા ત્યારે જનાવર બોલ્યું, "એક જ સરતે હું તને અહીંથી જવા દઉં. તારી છોકરી સુંદરીને તું અહીં મારી સારવાર કરવા મોકલી આપ. તે અહીં સુખમાં રહેશે, તેની હું તને ખાત્રી આપું છું."

લાચાર ખીમરાને માટે બીજો ઉપાય જ રહ્યો નહોતો. તેણે હા પાડી. જનાવરે તેને બીજા પપૈયા તથા અઢળક હીરામોતી સોનું અને પુષ્કળ હીરાગળ તથા સારા કીનખાબનાં વસ્ત્રો આપ્યાં.

ખીમરાએ ઘેર જઈ સુંદરીને બધી વાત કહી. એક જનાવર જોડે રહેવાનું એ વિચારે સુંદરીની આંખે અંધારાં આવ્યાં. પણ તે વ્હાલસોયી લાડકી બાળા બાપુના વચનને ખાતર ત્યાં જવા તૈયાર થઇ.

ખીમરો ગીરનારની ગુફામાં જઇને તેને મૂકી આવ્યો. સુંદરીને જનાવરને સોંપીને તે ત્યાંથી દુઃખી અને નિરાશ દિલે પોતાને વતન પાછો ફર્યો.

પહેલાં તો સુંદરી આ વિકરાળ જનાવરને જોઇને બહુ જ ગભરાઈ. પણ પછી તેણે જોયું કે જનાવર સ્વભાવે એવો રાંક અને ગરિબ હતો કે તે સુંદરીને ખમા ! ખમા ! કરતો હતો.

સુંદરીને કશું કામ કરવાનું નહિ. મઝાની રસોઇ વખતસર થાય. પાણી ભરાઈ જાય. કપડાં તઇયાર હોય. સુવાની મઝાની પથારી.

એ બધામાંથી સુંદરી નવરી પડે, એટલે જનાવર તેને બગીચામાં બોલાવે અને પછી સુંદરીને એવી તો રસરસતી ને મઝાની વાતો કહે કે એવી વાતો તમે કે મેં સાંભળી પણ નહિ હોય.

ધીમે ધીમે સુંદરીને જનાવર બહુ જ ગમવા લાગ્યો અને તે ખુશીથી જનાવરની પાસે બેસે ને વાતો કરી તેને આનંદ આપે.

આમ ને આમ એકાદ વર્ષ વીતી ગયું. હવે સુંદરીની ઉમર પણ સોળ વર્ષની થઇ ગઇ હતી. સુંદરી કેવી રૂપવંતી અને કંચનની પૂતળી સરખી હતી એ તો મેં આગળ તમને કહ્યું છે જ.

એક દિવસે સુંદરીના બાપે સંદેશો મોકલ્યો કે તેની માશીની દિકરીનું લગ્ન હોવાથી સુંદરીએ તાબડતોડ થોડા દિવસ માટે હળવદ આવવું.

સુંદરીને હવે જનાવરનો સહવાસ બહુ જ ગમી ગયો હતો. તેને જવું ન ગમ્યું. પણ બધાને ગમશે એમ ધારી જવા માટે જનાવરની રજા માગી.

સુંદરીની જવાની વાત સાંભળી જનાવરની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

સુંદરીના કુમળા હૈયામાં દયાનું ઝરણ વહી રહ્યું. તેથી બોલી, "તમે ન રડો. તમને મારા પોતાના સોગન છે. અરેરે! તમે જનાવર છતાં પણ મારા પર એવું વહાલ રાખો છો કે મને પણ તમને છોડીને જવું નથી ગમતું. ચાલો, હું નથી જવાની. હવે તો રાજી થયા ને? જરાક હસો! જો વળી; તમને સુંદરીના સમ છે જો!"

જનાવરના વિકરાળ મ્હોંપર હસવું પથરાયું. સુંદરી પણ ખુશ બની જનાવરનું માથું પોતાના ખોળામાં લઇ તેની સાથે બચ્ચાની જેમ રમવા લાગી અને જાત જાતની વાતો કરવા લાગી.

આખરે જનાવરે સુંદરીને કહ્યું—"સુંદરી? તું મને પરણશે?"

સુંદરી આશ્ચર્યથી દિંગ થઇ ગઇ. આ વિકરાળ જનાવર સાથે જન્મારો કેમ જાય? પણ જનાવરની સુંદરી પરની અઢળક મમતા અને માયા સુંદરીને હૈયે ચડી. તે જનાવરનું માથુ પંપાળતી બોલી, "હા, હું તમારી સાથે પરણીશ!"

જનાવર હરખઘેલો બની ગયો. તેણે સુંદરીને કહ્યું, "તારો હાથ લાવ."

આ જનાવરના હાથમાં હાથ આપતાં સુંદરીને કમકમાં આવ્યાં. શું ફક્કડ વર તેણે પસંદ કર્યો હતો! પણ રજપૂત જાતનું વચન એક હોય છે. તેણે કચવાતે મને પોતાને જમણો હાથ જનાવરના જમણા હાથમાં મૂકયો, અને નીચું જોઇને ઉભી રહી.

તેને કાંઇક સળવળ સળવળ થતું લાગ્યું. આંખ ઉંચી કરીને જુએ છે તો ત્યાં તો જનાવર મળે જ નહિ! તેની જગ્યાએ સુંદરીનો હાથીદાંત જેવો રૂપાળો હાથ ઝાલીને સાક્ષાત કામદેવના જેવો સ્વરૂપવાન એક કુમાર ઉભો હતો.

તેના લાંબા લટકતા કેશ, નાનકડી મુછો, રજપૂતને શોભે એવો ફક્કડ પહેરવેશ, અને રાજાના કુમાર સરખી કાંતિને લીધે સુંદરીને તો તે જોતા વેંતજ બહુ ગમી ગયો.

તે કુમારે ખુલાસો કર્યો, "હું રામગઢના રાજા રામસીંગનો દીકરો થાઉં છું. મારી માતાના મરણ પામવા પછી મારી નવી માએ મને એક ડાકણ પાસે મંત્ર મરાવીને આમ જનાવર બનાવી દીધો હતો. પણ મને એક દયાળુ પરીએ આ ઠેકાણે લાવી રાખ્યો, અને કહ્યું કે જ્યારે કોઈ સોળ વરસની સ્વરૂપવાન કુમારિકા તારા આવા જનાવરના વેશમાં જ તને પરણવાની હા પાડશે ત્યારે એ ડાકણનો શ્રાપ પુરો થશે, અને તેને બદલે તારી નવી માતાને કાગડીનો અવતાર આવશે, અને તેને બહુ દુઃખ પડશે. પછી તને રાજ મળશે ને તું સુખી થઇશ."

પોતાને આવો રૂપાળો રાજકુમાર વર મળ્યો અને પોતે રામગઢની રાણી થશે એ વિચારે સુંદરીના હરખનો પાર ન રહ્યો.

રામગઢ ગયા પછી પરીની બધી વાત ખરી પડી. સુંદરી રામગઢની રાણી બની પોતાના ધણી સાથે આનંદમાં રહેવા લાગી. પોતાના બાપ ખીમરાને તેણે રામગઢ બોલાવી દીધો.

અને જ્યારે ત્રણ વર્ષ પછી ગલગોટા જેવો રૂપાળો છોકરો ચંદ્રકુમાર ખીમરાની દાઢી ને મૂછોના વાળ તાણવા લાગ્યો ત્યારે ખીમરાએ ભગવાનનો ભીની આંખે ઉપકાર માન્યો. તેના આનંદનો પાર નહોતો.

---

# લાંબકર્ણ

બહુ બહુ વર્ષો ઉપરની વાત છે. ભગવાને બધાં જનાવરો પેદા કર્યાં. પછી તેમનો રાજા નીમી આપ્યો. એકને કહ્યું, તારું નામ સિંહ. બીજા જનાવરને કહ્યું, તારું નામ હાથી. ત્રીજાનું નામ પાડ્યું વાઘ. એમ એક પછી એક બધાં જનાવરનાં નામ પાડ્યાં. તેમને કહ્યું કે તમે બધાં તમારાં નામો બરાબર યાદ રાખજો.

એમ કહીને ભગવાન તો સ્વર્ગમાં ગયા.

જનાવરનો રાજા વિચાર કરે છે કે બધાં જનાવરને તેમનાં નામ યાદ તો રહ્યાં હશે ને? લાવ ને, પારખું કરું.

એણે તો જનાવરોની સભા બોલાવી.

દોડતાં દોડતાં સસલાં આવ્યાં. વાઘ ને હાથી આવ્યા. હરણ ને સાબર આવ્યાં. બકરો ને કુતરો આવ્યા. ઘોડો ને ગધેડો આવ્યા. કાચબો ને નોળીયો આવ્યા. જાતજાતનાં ને ભાતભાતનાં બધાં જનાવરો આવીને હાજર થઇ ગયાં.

પછી રાજાજીએ સભાનું કામ શરૂ કર્યું. એક પછી એક જનાવરને આગળ આવી મુજરો કરી પોતાનું નામ બોલી જવાનો હુકમ કર્યો.

પહેલું એક જનાવર આગળ આવ્યું.

રાજાને નમન કરીને કહે: "ઘણું જીવો નામદાર. મારું નામ વાઘ."

બીજું આવ્યું. બોલ્યું: "અમર તપો મહારાજનું રાજ્ય. પ્રભુ! આ સેવકને રીંછ કહે છે."

ત્રીજું જનાવર કહે: "મારું નામ વાંદરું."

ચોથું આવીને કહી ગયું: "મારું નામ હરણ."

પાંચમું કહે: "મારૂં નામ ઘોડો."

છઠ્ઠું આવ્યું ને બોલ્યું: "મારૂં નામ બકરો."

સાતમી ગાય આવી. આઠમો કાચબો આવ્યો.

એમ બધાં જનાવર આવી આવીને પોતાનાં નામો બોલી ગયાં.

રાજા ખુશ થયેલો જણાયો. તે બોલ્યો,–"હવે કોણ બાકી છે? આવી જા."

એક જનાવર આવીને નીચું માથું કરીને ઉભું રહ્યું. ન બોલે કે ચાલે.

રાજા કહે,–"બોલ ને, તારૂં નામ શું? જોતો નથી, ખોટી થવાય છે?"

પણ તે બોલ્યું નહિ.

ક્યાંથી બોલે? ભાઈસાહેબ પોતાનું નામ ભૂલી ગયા હતા.

રાજાને ગુસ્સો ચડ્યો. એના કાન પકડીને ખેંચ્યા. "મૂરખા, તારૂં નામ ગધેડો. હવે યાદ રાખજે."

અને ત્યારથી જ ગધેડાના કાંન લાંબા થઈ ગયા. આજની ઘડી સુધી એમ જ ચાલે છે. એને એટલા જ માટે બધા ડોઠ, મૂરખ લંબકર્ણ વગેરે કહે છે.

ગરીબ બિચારો ગધેડો!



## રાજાને ગમી તે રાણી અને
## છાણાં વીણતી આણી.

તબડાક, તબડાક, તબડાક ઘોડો દોડાવતા રાજાજી શિકાર ખેલવા નીસર્યા છે. એક ગામની ભાગોળ આગળ તેમણે ઘોડો થોભાવ્યો છે. તાકીતાકીને રાજાજી કાંઈક જોઇ રહ્યા છે.

શું જોતા હશે ? ખેતરમાં એક સ્ત્રી છાણાં વીણી રહી છે. એના શરિરમાંથી રૂપના ફુવારા છુટે છે. જાતની તો રાવળીયણ છે પણ રૂપમાં મણા નથી. રાજાના રણવાસમાંય આવું રત્ન નથી.

એ રૂપસુંદરી ઉપર રાજાજી રીઝયા છે. ગમે તે થાય પણ એને મારી રાણી બનાવું એમ એમણે તો પ્રતિજ્ઞા લીધી છે.

રાજાએ માણસો દોડાવ્યાં છે. એ સ્ત્રીની મા સાથે વાતચીત કરી છે. વાજતે ગાજતે ઘડીયાં લગન લીધાં છે. રાજા રાવળીયણને પરણ્યા છે. રાણી બનાવી તેને રાજમહેલમાં આણી છે. રાવળીયણના નશિબે ખરેખરૂં જોર કર્યું છે.

*　　*　　*　　*　　*

ચાર છ મહીના વહી ગયા છે. રાજાના જીવને જંપ નથી. એના મ્હોંપર ઉંડી ઉંડી દિલગીરી પથરાયલી છે.

શું થયું હશે? રાજાએ છાણાં વીણતી રાણી આણી હતી તે માંદી પડી છે. વૈદ્યો ને હકીમોએ હાથ ધોઇ નાખ્યા છે. એને કશાથી મટતું નથી. એનો રોગ કોઈથી પરખાતો નથી. રાણીથી જરા પણ અનાજ ખાઈ શકાતું નથી.

રાજાએ આખા નગરમાં દાંડી પીટાવી છે. રાણીનો રોગ મટાડનારને મોટી મોટી જાગીરો ને શીરપાવો આપવાનાં જાહેરનામાં કાઢયાં છે. ભલભલા વૈદ્યો ને હકીમો મહેનત કરી છુટયા છે. પણ રાણીનો રોગ મટતો નથી.

આખરે એક ઘરડો રાવળીયો રાજાજીની હજુરમાં આવ્યો. રાજાને તે કહે, "રાણીનો રોગ હું મટાડીશ."

રાજા ના પાડે છે. "ભલા માણસ! વૈદ્યો ને હકીમો હારી ગયા ત્યાં તું શું જીવ મૂકવાનો હતો? તારા રસ્તે જા."

પણ રાવળીયો વળી વળીને આજીજી કરી રહ્યો છે. છેવટે કંટાળીને રાજાએ રજા આપી છે.

રાવળીયો કહે, "આખા મહેલમાં જેટલાં જેટલાં તાકાં, જાળીઓ ને બારીઓ હોય એ સાફ કરાવો. તાજા બાજરાના રોટલા ઘડાવો. દરેક તાકામાં ને જાળીમાં એકેકું રોટલાનું બટકું મૂકી દો. રાણીજીને ધીમે ધીમે હરવાફરવાની રજા આપો. રાણી શું કરે છે તે કોઇએ જોવું નહિ. જુએ તો હસવું નહિ."

રાજાએ તરત જ એ મુજબ બંદોબસ્ત કરાવ્યો.

રાણીને આમતેમ હરવાફરવા જવા કહ્યું.

રાણી આમ ફરે, તેમ ફરે ને ડબ લઇને રોટલાનું બટકું મ્હોંમાં મૂકે. જાળીમાંથી ખાય, બારીમાંથી ખાય, તાકામાંથી ખાય ને કબાટપરથી પણ ખાય.

દસ પંદર દિવસમાં તો રાણીને તેના સ્વભાવ મુજબ ખાવાનું મળ્યું એટલે ઘોડા જેવી થઇ ગઈ.

રાજાની નવાઇનો પાર ન રહ્યો.

એણે ઘરડા રાવળીયાને બોલાવ્યો. સારી રીતે ઇનામ આપી તેને રાજી કર્યો.

રાજા રાવળીયાને પૂછે: "ભાઇ, જ્યાં વૈદો ને હકીમો હારી બેઠા ત્યાં વગર દવાએ તેં શી રીતે રાણીને સાજી કરી? મને સમજાવ."

રાવળીયો કહે,–"મહારાજ. રઝળતી રાવળીયણને આપે રાણી કરીને બેસાડી તેથી તેની જાતપર ભાત પડ્યા વગર રહે? આખરે પણ એ તો રાવળીયણ જ ને? હલકાં માણસો ગમે એટલાં ઉંચે ચડે પણ તેમનું હલકાપણું કદિ જાય નહિ ને ખાનદાન માણસ ગમે એવી હલકી પાયરીએ પડે પણ તેની ખાનદાની જાય નહિ. આપનાં રાણીજીને નાનપણથી જ રખડતાં રઝળતાં બટકું રોટલો ચાવવાની ટેવ પડેલી તે રાણી બને તો પણ ટેવ ન જાય. બત્રીસ વાનીનાં પકવાન ખાવા છતાં રાણી ભૂખે મરતાં હતાં. એમને રોટલાનાં બટકાં ચાવવાનાં મળ્યાં એટલે પાછાં ટટાર થઇ ગયાં."

એમ બોલી રાવળીયો રાજાને નમન કરી વિદાય થઈ ગયો.

---

# પંખીનું પંચ

એક વેળા બધાં પંખીએ ઠરાવ કર્યો કે આપણે રાજા પસંદ કરવો ને તેના કહ્યામાં રહેવું. તેમણે પંચ એકઠું કરવાનું નકકી કર્યું. પંચ ભરવાનો દહાડો નકકી કર્યો.

પણ તેમનો પ્રમુખ કોણ થાય? રાજા ચુંટવાની વાત કાંઈ નાની સુની હતી? તેમણે ઠરાવ કર્યો કે ઘુવડ બહુ ગંભીર ને ડાહ્યું ગણાય છે. માટે તે પ્રમુખ બને ને ન્યાય તોળે.

ઘુવડને ખબર આપી. ઘુવડ કહે, હું આવીશ.

ઠરાવેલા દિવસે પંખીઓનું પંચ ભરાયું. જાત જાતનાં પંખી આવીને એકઠાં થયાં. ચકલી આવી ને કાબર આવી. મોર આવ્યો ને કાગડો આવ્યો. પોપટ આવ્યો ને મેના આવી. દેવચકલી આવી ને દીવાળીઘોડો આવ્યો. નીલકંઠ આવ્યો ને કળકળીયો આવ્યો. ચાતક આવ્યું ને પપૈયો આવ્યો. તેતર આવ્યું ને હોલો પણ આવ્યો. સુતાર પક્ષી આવ્યું ને સાથે લકકડખોદને પણ લાવ્યું. બગલો આવ્યો ને રાજહંસ પણ આવ્યો. કબુતર આવ્યું ને બાજ આવ્યું. સમળી આવી ને ગરૂડ આવ્યું. એમ ધીમે ધીમે તમામ પક્ષીઓ આવીને એકઠાં થઈ ગયા.

પણ પંચાત એ ઉભી થઇ કે ઘુવડ આવ્યું નહિ.

બધાં અધીરાં થયા બપોર પડવા આવી. પણ ઘુવડ ન આવ્યું તે ન જ આવ્યું.

હવે શું થાય ? કેટલાંક પંખીઓ કહેઃ "ના આવ્યું તો એના વગર કામ શરૂ કરો. કાંઇ આખો દિવસ ગુમાવાશે ?"

"બરાબર છે, બરાબર છે. કામ શરૂ કરો." ચોમેરથી પોકાર ઉઠયો.

અને પછી વગર પ્રમુખે પંખીની સભાનું કામ શરૂ થયું.

એક પક્ષી કહેઃ "મારા સિવાય રાજા થવાને બીજું કોઇ લાયકજ નથી."

ત્યાં બીજું કહેતું: "મને નહિ ચુંટો તો પછી પસ્તાવાનાં છો."

ત્રીજું ટાપશી પુરતું: "મારી નીમણુંક કરો તો હું સૌથી સરસ ન્યાય આપીશ."

એમ બધાં પક્ષી એકજ રાગડો કાઢવા લાગ્યાં: "મને રાજા બનાવો! મને રાજા બનાવો!"

આખરે બાજ બોલી ઉઠ્યો: "બળમાં ને બીજી બધી રીતે રાજા થવાને લાયક હું છું. મને રાજા બનાવો, નહિ તો ઠીક નહિ થાય."

પણ ઘણાં પંખી બાજને રાજા બનાવવાની વિરૂદ્ધ હતાં.

બાજને આથી બહુ ખોટું લાગ્યું. તે ત્યાંથી ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલ્યો ગયો.

ને એ ગયો તે ગયો. એ તો રીસની બંબુડી! એને રાજા ન બનાવ્યો તેનો ખાર રાખી આજ પણ તે પંખીઓનો દુશ્મન ગણાય છે. પક્ષીઓનો શિકાર કરવો એ જ એનું કામ થઈ પડયું છે.

આખરે પંખીના પંચે એકઠાં મળી ઠરાવ કર્યો કે કોઇ રૂપાળા પક્ષીને આપણો રાજા નીમવો.



ત્યારથી તે આજ સુધી પંખીઓને અને ઘુવડને દુશ્મનાવટ છે...પાન ૫૩



એ ઘુવડો ચીસો પાડી રહ્યાં હતાં. ......પાન ૫૪

એવું એક રૂપાળું પંખી હતું. તે પંખીને માથે રૂપાળી કલગી હતી. શરિરનો રંગ કાળો હતો. અંદરની બાજુ રૂપાળો રાતા રંગનો પટ્ટો હતો. તેનો અવાજ મીઠો, અને ઝીણો હતો. તેના ગાનથી બધાં ખુશખુશ થતાં. સ્વભાવે તે શાંત હતું.

બધાં પક્ષીઓએ એની રાજા તરીકે નીમણુક કરી.

રાજાની નીમણુક થયા પછી સભાનું રીતસર કામ શરૂ થયું. એક પછી એક ઠરાવો થયા.

છેવટે ઘુવડની વાત નીકળી.

જો ઘુવડ વેળાસર આવ્યું હોત તો આજે અંદર અંદર લડાઈ ટંટો થાત નહિ. બાજ પક્ષી સાથે દુશ્મનાવટ બંધાત નહિ. ને આટલી વાર હેરાન થવું પડયું તે ન થવું પડત.

રાજાએ ચુકાદો આપ્યો કે ઘુવડે આજે આપણને બહુ ત્રાસ આપ્યો છે માટે એને નાત બહાર મૂકો. જ્યાં આપણે ત્યાં ઘુવડ નહિ. ઘુવડ ત્યાં આપણે નહિ. એને દેખો ત્યાંથી મારવો.

બધાં પંખીઓએ એ વાત કબુલ કરી.

છેવટે રાજાજીને નમન કરી બધાં પંખી પોતપોતાને ઘેર ગયાં.

ત્યારથી તે આજ સુધી પંખીઓને અને ઘુવડને દુશ્મનાવટ છે. પંખીઓ ઘુવડને દેખે ત્યાંથી મારે.

એ જ કારણથી ઘુવડ બિચારૂં દહાડે સંતાઇ રહે છે. રાત પડે ને બધાં પક્ષી માળામાં જંપીને સુઈ જાય ત્યાર પછી જ તે બહાર નીકળી શકે છે.

# ઘુવડની વાતચીત

રાજા યશધવળના નામપરથી સૌએ હાથ ધોઇ નાખ્યા હતા. એના ઉડાઉપણાની હદ આવી ગઇ હતી. રાજ્યની તીજોરી તળીયા ઝાટક થઇ ગઇ હતી. લોકોમાં ભયંકર ભૂખમરો ને ગરીબાઇ પેઠાં તે કેમે કર્યાં નીકળતાં નહોતાં. પોતાની ઉડાઉગીરીને માટે નાણું મેળવવા કરના કચરી નાખનારા બોજા આ દુષ્ટ રાજાએ પ્રજા ઉપર લાધ્યા હતા. પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગઇ હતી.

એવાં દુઃખ કયાં સુધી સહન થાય ? એની દુઃખી પ્રજાનો મોટો ભાગ રાજાના નામપર શ્રાપ વરસાવતો પોતાનું વ્હાલું વતન ને ઘરબાર છોડી બીજા રાજ્યમાં જતો રહેતો હતો. રાજનાં ગામડાં ને ગામડાં વેરાન વગડા જેવાં બની ગયાં હતાં.

અને આટઆટલું થવા છતાં રાજાની બુદ્ધિ ઠેકાણે નહોતી આવતી. કોઇનું કહ્યું એ સાંભળે નહિ. બસ, રાતદહાડો પોતાના વિલાસ વૈભવમાં મચ્યો રહે અને પાણીના રેલાની માફક ધૂમ નાણાં ખરચ્યો જાય.

એક વાર રાજા શિકાર કરવા નીકળ્યો હતો. જંગલમાં એક ઝાડ તળે જરા વિસામો ખાવા બેઠો. આંખ મળવાથી એને સ્હેજ ઉંઘ આવી ગઇ. સમી સાંજની વેળા વીતવા આવી.

થોડી વારમાં તો કોઇક જાતના બીહામણા અને કર્કશ અવાજથી તે ચમકીને જાગી ઉઠ્યો. ઝાડપર નજર કરી તો બે ઘુવડો ચીસો પાડી રહ્યાં હતાં.

રાજા વ્હેમી હતો. તેના જીવને ચટપટી થવા લાગી. મારા જ માથા ઉપર ઘુવડ ચીસો પાડી રહ્યાં છે તે તો અપશુકન ગણાય.

એ શી વાતચીત કરતાં હશે તે સમજવાની તેને ઈચ્છા થઇ.

આજુબાજુ નજર કરતાં થોડેક દૂર એક કઠીયારાને લાકડાં કાપતો જોયો.

રાજાએ તેને પાસે બોલાવ્યો. ઘુવડ શી વાતચીત કરે છે તે પૂછયું.

કઠીયારો હિંમતવાન હતો. રાજાને કાંઈ કરતાં શિખામણના બે શબ્દો કહેવાની તેની ઇચ્છા થઈ. તેણે મનમાં અમુક યોજના નકકી કરી.

કઠીયારો કહેઃ "મહારાજ, ઘુવડની વાતચીત જાણવામાં મઝા નથી. હું તે નહિ કહું. આપ ગુસ્સે થાઓ તો હું માર્યો જાઉં."

રાજા બોલ્યોઃ "હું ગુસ્સે નહિ થાઉં. તને અભય વચન આપું છું. મને કહે."

કઠીયારોઃ "મહારાજ, આ બેમાંના એક ઘુવડને એક દીકરો છે. બીજાને એક દીકરી છે. તેઓ બંનેનાં લગ્ન કરવા સંબંધી વાતચીત ચાલે છે. તેઓ જોરથી ચીસો પાડીને વાત કરે છે તે એક તકરારી બાબત છે. લગ્નમાં કન્યા પક્ષવાળો વરને પહેરામણીમાં શું આપે એની ભાંજગડ પડી છે.

"કન્યા પક્ષવાળો ઘુવડ કહે છે કે હું એકસો ઉજ્જડ ગામો પહેરામણીમાં આપવાને તૈયાર છું. પણ વર પક્ષવાળો ઘુવડ કહે છે કે અમે તો બસોથી ઓછાં ઉજ્જડ ગામો પહેરામણીમાં લેવાનાં જ નથી. કન્યા પક્ષવાળા ઘુવડનું કહેવુ એમ છે કે હાલ તો અમારી પાસે એટલાં બધાં ગામ નથી, પણ અમારા રાજાજી બીજા છ

મહિના રાજ્ય કરશે એટલા વખતમાં બીજાં બસો તો શું પણ પાંચસો ગામડાં ઉજ્જડ થશે ને તે હું ખુશીથી પહેરામણીમાં આપીશ. અમારા રાજાજી પ્રજા ઉપર એટલા બધા કર નાખે છે, ને પ્રજા એટલી બધી દુઃખી છે કે સો ગામડાં તો ઉજ્જડ થઈ જ ચુકયાં છે, ને તે હું આપવા તૈયાર છું. બીજાં થોડા વખતમાં આપીશ."

તીખી તરવારના ઘા જેવા આ બોલ રાજાના કાળજામાં સોંસરવા ભોંકાયા. એને પોતાની અધમ સ્થિતિનું, પોતાની નિર્દોષ રાંક પ્રજાપર પોતે ગુજારેલા જુલમનું અને પોતાની આંધળી ઉડાઉગીરીનું પુરેપુરૂં ભાન થયું. એનું મ્હો કાળું ઠીકરા જેવું થઇ ગયું.

ઉંચું જોવાની પણ હિંમત કર્યા વગર ખેડુતને પોતાના હાથનું સોનાનું કડું ઉતારી બક્ષીસ આપી તે મારતે ઘોડે પોતાના નગરમાં ગયો.

રાજકાજની સ્થિતિ બરાબર તપાસવા માંડી. પોતાનો ખર્ચ ધીમે ધીમે ખૂબ ઓછો કરી નાખ્યો. પ્રજાના ઉપરથી કરના બોજા સપાટાબંધ ઓછા કરી નાખ્યા, અને પ્રજાને રાહત આપવાની અનેક નવીનવી યોજનાઓ તેણે રાજ્યમાં દાખલ કરી.

પ્રજા મહારાજ યશધવળનાં સાચાં યશોગાન કરવા લાગી. ઉજ્જડ થયેલાં ગામડાં વળી પાછાં વસતિવાડીથી હુલમલી રહેવા લાગ્યાં. પ્રજાની આબાદીથી રાજ્યની આબાદી વધી. ત્રીજોરી નાણાંથી છલકાવા લાગી. રાજાને અગાઉથી પણ વધુ ધન પ્રજા પાસેથી મળવા લાગ્યું.

આમ એક ભોળાભલા કડીયારાથી હાજરજવાબીથી રાજા–પ્રજા બંનેનું કલ્યાણ થઈ ગયું.

# લાલા તાણ !

ભગવાને જ્યારે અક્કલનું પડીકું વ્હેંચવા માટે છોડ્યું, ત્યારે અંધારૂં બહુ હશે અને તેમાં પણ લખો પટેલ તો તે વેળા છેક છેલ્લો હશે એ નક્કી. એને ને અક્કલને બાર ગાઉનાં છેટાં.

લખો પટેલ એક વાર એને સાસરે જવા નીકળ્યો. અગાઉ સાસરે એણે ઘણી વાર ઢેડફજેતા કરેલા, એટલે એની માએ લાલીયા ગાંયજાને એની સાથે મોકલ્યો. લાલીયાને શીખ દીધી કે લખાને સંભાળીને રાખજે.

લખો સાસરે પહોંચી ગયો.

રાત પડી. વાળુનો વખત થયો.

સાસુ બોલી,–"પટેલ! ઉઠો; વાળુની વેળા થઈ ગઇ."

લખો કહે,–"ઉંહુંઉં!"

સાસુના પેટમાં ધ્રાસકો પડ્યાં.

એ ઉંહુંઉં પાછું ક્યાંથી જાગ્યું ?

સાસુ, સસરા, સાળીઓ, બધાંએ બહુ કાલાવાલા કર્યા. પણ લખો પટેલ એકનો બે ન થાય.

પેટમાં ભૂખ તો કકડીને લાગેલી. પણ એમ બહુ આગ્રહ કર્યા વગર ઉઠીએ તો કુળવાનના કકડા કેમ ગણાઇએ એ રોફનો માર્યો લખો ન ઉઠ્યો.

બહુ રકઝક થઇ. આખરે બધાં કંટાળ્યાં.

લાલાના મનમાં કે લખાને અત્યારે ભૂખ નહિ હોય. એણે એક બે વાર તો લખાને જમવા ઉઠવાનું કહ્યું. પણ લખાએ માન્યું નહિ.

છેવટે લાલો બોલ્યો,–"પટેલની તબીયત આજે સારી નથી. એમણે ઘેર જમી લીધેલું છે. માટે તમે તમારે જમી લો. કોઈ ખોટો આગ્રહ કરશો મા."

લાલાની વાત બધાંએ કબુલ કરી.

સૌ કોઇ વાળુ કરીને સુઈ ગયાં.

લાલાને અને પટેલને પહેલે માળે મેડીઉપર ઉતારો આપ્યો હતો.

મધરાત થઇ ગઈ. લખો પથારીમાં પાસાં ઘસ્યા કરે. એને ભૂખ્યે પેટે ઉંઘ ન આવે. ઘરથી સાસરીનું ગામ ખાસ્સું સાત ગાઉ દૂર. પેટમાં પથરા ખાધા હોય તો પણ પચી જાય. પણ સાસરીમાં સારૂં જમવાનું મળશે એ આશાએ લખો તો ઘેરથી ભૂખ્યો ડાંસ જેવો નીકળેલો. સાસરીમાં તો બહુ ભારેખમ થવા જતાં લાલાએ ઉલટો ઘાણ વાળ્યો.

લાલાને જગાડીને લખો કહે,–"લાલા, ભૂખ કકડીને લાગી છે."

"ત્યારે આટઆટલું કહ્યું ત્યારે જોભરવું'તું ને? ત્યારે કયમ નન્નૈયો ભણ્યો?"

"તું તો ગાંયજો જ રહ્યો. આ અમે તો કરમસદવાળા કુળવાન પાટીદાર કહેવાઇએ. જરા ભારેખમ ન રહીએ તો કેમ નભે?"

"ત્યારે હવે અત્યારે સુઈ જા. સવારે થઈ રહેશે."

"પણ ભુખે જીવ જાય છે તેનું શું?"

"શું કરીશું?"

લખા પટેલને એક યુક્તિ જડી. એ કહે,–"જો લાલા, આ ખંડને છેડે પછીત છે ત્યાંથી નીચે રસોડાની પાછલી બારી પડે છે. અંધારે કોઇને ખબર નહિ પડે. હું રસોડામાં ઉતરી અંદર ઘરમામાં ખાવાનું ઢાંકયું છે તે ખાઇ લઉં."

"પણ તું નીચે જઈશ શી રીતે?"

લખો કહે,–"તું અહીંથી તારો ફેંટો મારી કમરે બાંધ. પછી આ પછીત આગળની બારીએ ઉભો રહી ફેંટાનો બીજો છેડો પકડી રાખ. હું હળવે હળવે નીચે ઉતરીશ. રસોડાની બારીનું બારણું ઉતરી જાય એવું છે. તે ઉતારી હું બારીએ બેસીને ઘરમામાંથી ખાઈ લઈશ. પછી હું ફેંટો ખેંચું એટલે તું મને ઉપર તાણી લેજે."

લાલાની અકકલ પણ લખાને ટક્કર મારે એવી!

તેણે તો લખાની વાત કબુલ રાખી.

લખો પટેલ નીચે ઉતર્યો. રસોડામાં જઇ જરાક પણ ગડબડાટ ન થાય એની સંભાળ રાખી પેટ ભરીને ખાઇ લીધું.

પછી ધીમે રહીને ફેંટો ખેંચ્યો. પણ ઉપરથી કોઇ જવાબ જ ન દે.

વાત એમ બની કે લખો ખાવામાં રોકાયો ત્યાં લાલાને આવી ઉંઘ. એના મનમાં કે લખો ખાઈ લે એટલામાં હું જરાક આડો થાઉં. હમણાં ઉઠું છું.

એમ વિચારી લાલાએ ફેંટાનો પોતાના હાથમાંનો છેડો બારીએ બાંધી દીધો. પોતે નિરાંતે બારી આગળ સુઇ ગયો.

સુતો તે સુતો. ઘસઘસાટ ઉંઘી જ ગયો!

લખો ફેંટો ખેંચી ખેંચીને થાકયો. લાલો જવાબ જ ન દે! પુરી ફજેતીનો મામલો.

હળવે રહી લખો બોલ્યો,–“ લાલા, તાણ!”

લાલો તો ગયેલો મુએલાંને મળવા. ન બોલે કે ચાલે.

લખાએ બીજી વાર બૂમ પાડીઃ “ લાલા, તાણ!”

ત્રીજી વાર બૂમ પાડીઃ “ લાલા, તાણ!”

ચોથી વાર બૂમ પાડીઃ “ લાલા, તાણ ને, મર ને.”

લાલો ઘસઘસાટ ઉંઘ્યા જ કરે.

લખાએ ચીડાઇને જરાક જોરથી બૂમ પાડીઃ “ લાલા! તાઆઆઆણ!”

જવાબ જ નહિ.

વારંવાર ‘ લાલા તાણ ’ની બૂમો પડતી હતી તે રસોડાની અંદરની બાજુ લખા પટેલની સાસુ ને સાળી સુતેલી હતી ત્યાં સંભળાઈ.

દીકરીએ માને ઉઠાડી. “ મા, રસોડાની પાછલી ભીંતે કોઇ લાલાતાણ* ભરાઇને ચીસો મારે છે. મને બીક લાગે છે.”

---

*‘લાલાતાણ’ એટલે કોઇ જાતનું ભૂત કે ડાકણ એવા વ્હેમથી લખા પટેલની સાળી ગભરાઇ હતી.

સાસુએ ચીસ પાડી: “ હાય, હાય, મા ! રસોડાની પાછલી પછીતે લાલાતાણુ ભરાઈ છે !”

આખું ઘર ખળભળી ઉઠયું. રસોડાનુ બારણું ઉઘાડી નાખ્યું. જેના હાથમાં જે આવ્યું તે લઈને બધાં અંધારે અંદર ધસ્યાં. પાછલી બારીએ કોકડું વળીને લખો પાંદડાંની માફક થરથર ધ્રુજતો બેઠો હતો. ઓળખ્યા વગર અંધારે ને અંધારે કોઈએ સુંથીયું તો કોઈએ સાવરણી, કોઇએ સાંબેલું તો કોઈએ બુધું, કોઇએ ખાંડણીઓ* તો કોઈએ દોરડું લીધું. પછી તો દે માર !

લખો બિચારો માર ખાયા જ કરે. મ્હોંએથી ન બોલે કે ચાલે.

લખાની વહુ ચતુર હતી. તે સમજી કે ચોર આમ ડાહ્યો ડમરો થઈને માર ખાવાને બેસી ન રહે. માન ન માન પણ કાંઈક લખા પટેલનાં પરાક્રમ છે.

એનું નામ ઝમકુ. ઝમકુ ધીમે રહી ઉપર ગઈ. પથારીમાં જુએ તો લખો કે લાલો કોઈ ન મળે. અંધારે બારી નજીક ગઈ.

ગાંયજો ઘસઘસાટ ઉંઘે.

ઝમકુ તેને ઢંઢોળીને કહે,–“ અલ્યા, તારા શેઠ કયાં છે ?”

લાલો આંખ ચોળતો ઉઠ્યો. એના રામ રમી ગયા. તે સમજ્યો કે જરાક ઉંઘવામાં મેં લખાના બાર વગાડી દીધા છે.

તે ઝમકુના પગે પડ્યો. ઝમકુને બધી વાત કહી.

---

* આદુ મરચાં વગેરેની ચટણી બનાવવાનો લાકડાનો નાનો ખાંડણીઓ.

ઝમકુએ કપાળ કુટયું. જ્યાં પોતાનું માણસ વાંકું ત્યાં આ કમઅક્કલ ગાંયજાપર ગુસ્સે થયું શા કામનું ?

તે ઝટપટ નીચે ઉતરી. પોતાની માને એક બાજુ બોલાવી બધી વાત કહી.

દીવો કરી લખા પટેલને ઘરમાં લીધા. બધાંએ લખા પટેલને સખત ઠપકો આપ્યો કે,–" ભલા માણસ ! ભૂખ લાગી તો મધરાતે ખાવા માગવું હતું. અહીં કાંઈ પારકું ઘર હતું ? અને આટલો બધો માર ખાધો ત્યારે જરાક બોલવું તો હતું કે તમે લખા પટેલ છો ?"

લખા પટેલનાં હાડકાં કચ્ચરઘાણ થઇ ગયેલાં. તે ન બોલે કે ચાલે. કુળવાનના કકડા ખરા ને ?

---

# નંદા ને ચંદા.

**આ**ખા દેશમાં હાહાકાર થઈ રહ્યો હતો. મહમદ ગીઝની સોરઠી સોમનાથપર ચઢાઇ લઇને આવે છે, એ ભયંકર સમાચારે સારા દેશમાં ખળભળાટ મચાવી મૂકેલો હતો. બધાય રજપૂતો પોતપોતાનાં હથિયાર સજી બખતર પહેરી, માનીતા ઘોડાપર સ્વાર બની સોમનાથ મહાદેવના રક્ષણ માટે પ્રભાસપાટણ તરફ રવાના થઇ જતા હતા.

ઇંદુનગરનો ઠાકોર રણધીર પણ આ પ્રસંગને લઇને પોતાના રસાલા સાથે પ્રભાસપાટણ જવા નીકળ્યો.

માર્ગમાં રાતના પહોર વાસો કરવા તેમણે નજીકના એક ઘરડા ઠાકોર રામસીંહના કિલ્લામાં આશરો લીધો.

રામસીંહ શરિરે બહુ જ ઘરડો હોવાથી યુદ્ધમાં તે જઈ શકે એમ નહોતો. પણ દેશ અને ધર્મ ખાતર જીવ આપવા જનાર વીર રણધીર અને તેના રસાલાની બહુ સારી રીતે બરદાસ કરવાની તેણે પોતાનાં માણસોને આજ્ઞા આપી, અને તેનો બરોબર અમલ કરવામાં આવ્યો.

રામસીંહની પત્ની તો બહુ વખતથી મરણ પામી હતી. પણ તેની બે દીકરીઓ નંદા ને ચંદા મેમાનોની ચાકરીમાં ઉમંગથી રોકાઈ.

સવાર પડી અને જવાનો વખત થયો. આટલા થોડા જ વખતમાં વીર રણધીર જેવો માનીતો મહેમાન નંદા અને ચંદા બંનેને ખૂબ ગમી ગયો.

નંદાની વય હતી સત્તર વર્ષની. ચંદાની પંદર વર્ષની. બંને બ્હેનો એક બીજાને બહુ હેતથી ચ્હાતી હતી અને નશિબને જોગે વરની પસંદગી બંનેની એકના જ ઉપર થઇ.

સવારે રામસીંહની વિદાયગીરી લીધા બાદ બખ્તરમાં સજ્જ થઇ બગીચામાં થઇને બહાર જતાં જતાં રણધીરે નંદા તરફ પોતાની પસંદગી જાહેર કરી. નંદાના સુખની સીમા ન રહી.

છુપાઇને ચંદાએ આ જોયું. તે બહુ જ ભલી હતી. જ્યારે તેણે જાણ્યું કે નંદા અને રણધીરની પસંદગી એકમેકપર ઉતરી છે ત્યારે પોતાની ઇચ્છાને તેણે દબાવી દીધી. અને લડાઈમાંથી રણધીર વ્હેલો જય મેળવી પાછો ફરીને નંદાને પરણી તેને સુખી કરે એવી ભગવાનને પ્રાર્થના કરી. નંદાની વિદાય લઇ વીર રણધીર સોમનાથ મહાદેવના રક્ષણ માટે પ્રભાસપાટણ તરફ રવાના થયો.

× × × × ×

બહુ જોરમાં લડાઈ ચાલી. મહમદ ગીઝનીના લશ્કર સામે શુરા રજપૂતોએ બહુ બચાવ કર્યો પણ મહાદેવજીની મરજી જુદી જ હશે.

આખરે લડતાં લડતાં ઘણા લડવૈયાઓ મુઆ અને સ્વર્ગે સંચર્યા. ઘણાક કેદ પણ પકડાયા.

મહમદ ગીઝનીએ મહાદેવજીની મૂર્તિ તોડી ને ફોડી નાંખી, અને અઢળક ધન તથા જવાહીર લઈ તે ગીઝની તરફ રવાના થઇ ગયો.

મહમદ ગીઝનીની આ હિંદપરની છેલ્લી સવારી હતી.

જે રજપૂતો કેદ પકડાયા હતા તેમાં કમનશિબે રણધીર પણ હતો. રણધીરનો દમામદાર દેખાવ, કેદી છતાં તેની તેજસ્વી રીતભાત, અને અંગેઅંગ ટપકતા શૂરાતનને લઇને મહુમદને આ જુવાન લડવઇયા પર બહુ વ્હાલ આવ્યું. જો તે મુસલમાની ધર્મ અંગીકાર કરે તો તેને પોતાના લશ્કરનો વડો સેનાધિપતિ બનાવવાની તેણે માગણી કરી.

તેણે મહમદ ગીઝનીની માંગણીની સાફ ના પાડી દીધી.

મહમદે તેને વધારે સખત દેખરેખ હેઠળ કેદમાં રાખ્યો. પરંતુ ચાલાક રણધીર પંજાબની સરહદપરના ખૈબરના ઘાટમાંથી ગીજની તરફ જતી વખતે પોતાની ચાલાકીથી નાસી છુટયો અને ઘણી ઘણી અગવડો વેઠી પંજાબ થઈ ત્યાંથી સીંધ આવી, જળ માર્ગે કોઇક ખલાસીના વ્હાણમાં કાઠિઆવાડને કિનારે ઉતર્યો. ત્યાંથી તે પોતાના વતન તરફ ચાલ્યો.

આ તમામ વાતમાં બેથી અઢી વર્ષ વીતી ગયાં હતાં, પણ વફાદાર રણધીર સુંદર નંદાને પરણવાનો કોલ આપેલો તે વિસર્યો નહોતો.

તે ઇંદુનગર જઇને રાજકાજ સંભાળી લઈ તરત જ રામસીંહના સુંદર કિલ્લા તરફ રવાના થઈ ગયો. પણ ત્યાં જતાં જ તેણે જે દેખાવ જોયો તેથી તેની આંખમાંથી આંસુ ટપકયાં.

રામસીંહના વિશાળ કિલ્લાનાં ખંડીયેર થઈ ગયાં હતાં. નજીક ખેતી કરતા એક ખેડુતને પૂછતાં તેણે જણાવ્યું કે રાજકુંવરી

નંદાનાં લગ્ન વીર રણધીર સાથે થવાનાં હોવાથી પડોશના ઠાકોર કાળુભાએ નંદા માટે મોકલેલા માગાની રામસીંહે ના પાડવાથી કાળુભાએ સોમનાથના ઘેરાની ગરબડનો લાભ લઇ ઘરડા રામસીંહના માણસો પર ભૂખ્યા વરૂ માફક ચડાઈ કરી.

પણ કાળુભાના નશિબે કન્યા તો હાથ ન જ આવી, કારણ રામસીંહના એક વફાદાર નોકરે ભોંયરા વાટે કિલ્લામાંથી બંને બ્હેનોને નસાડી મૂકી હતી.

ઘરડો રામસીંહ અને તેનાં માણસો બહાદુરીથી લડતાં લડતાં મરાયાં. ક્રૂર કાળુભાએ રામસીંહના કિલ્લાને ખેદાનમેદાન કરી નાખ્યો.

આ ભયંકર સમાચારથી રણધીરનું લોહી ખુબ ઉકળી આવ્યું. તે તરત જ પાછો ઈંદુનગર ગયો અને પોતાનું લશ્કર એકઠું કરી તેણે કાળુભાના રાજપર ચડાઈ કરી. કાળુભા લડતાં લડતાં મરાયો. રણધીરની જીત થઇ. તેણે કાળુભાના કુમારને ત્યાંની ગાદી આપી. આમ પોતાના થનાર સ્વર્ગસ્થ સસરાનું વેર તેણે લીધું.

કાળુભાનાં કાળાં કામનો તો બદલો વળ્યો પણ તેથી નંદા વગરનું જીવન તેને અકારૂ ઝેર જેવું લાગ્યું. તેણે બહુ તપાસ કરાવી પણ નંદા અને ચંદાનો પત્તો ન મળ્યો.

રણધીરે પોતાના પ્રધાન બુદ્ધિનંદનને રાજવહીવટ સોંપી થોડાક વખત માટે હવાફેર કરવા તથા જાત્રા કરવાને નીકળી પડયો.

દ્વારકા વગેરેની જાત્રા કર્યા બાદ તે ગીરનારના પહાડ તરફ જઈ પહોંચ્યો. ત્યાં થોડાક દિવસ એક એકાંત સુંદર જગ્યા જોઇને મુકામ કર્યો.

એક દિવસ તે ગીરના અટપટા રસ્તાપર ફરતાં ફરતાં બહુ દૂર નીકળી ગયો અને પહાડપરની એક અજાણી જગ્યાએ જઈ પહોંચ્યો. તે પાછો ફરવાનો વિચાર કરતો હતો એટલામાં તેના કાને કોમળ કંઠથી ગવાતા એક મીઠા ગીતનો અવાજ અથડાયો. ધ્યાન દઇને રણધીર તે કાળજું ટાઢું કરનાર મધુર ગીત એક ચિત્તે સાંભળવા લાગ્યો.

રણધીરને આ ગીત ગાનારનો અવાજ જાણીતો લાગ્યો અને જે જગ્યાએથી અવાજ આવતો હતો ત્યાં જઈ પહોંચ્યો.

પત્થરની નજીક પાંદડા ને ડાંખળાની એક મઢુલી બાંધેલી હતી. આંગણે એક મોટું પીપળાનું ઝાડ હતું અને તેના થડ આગળ એક સુકુમાર તપસ્વિની સુતી હતી. બીજી તપસ્વની ગીત ગાઇ રહી હતી.

બંનેના કપડાં ભગવા હતાં પણ એ ભગવાં કપડાં છતાં રણધીરને ઓળખતાં વાર ન લાગી કે આ બન્ને તપસ્વિનીઓ બીજી કોઇ નહિ પણ નંદા ને ચંદા જ છે.

હવે કહેવાનું બહુ થોડું રહ્યું છે. નંદા અને રણધીર એક બીજાને મળ્યાં, ભેટયાં. રણધીર નંદા અને ચંદાને ઇંદુનગર લઈ ગયો. પુષ્કળ ધામધુમથી નંદા અને રણધીરનાં લગ્ન થયાં અને કાળુભાના દીકરા સાથે ચંદાનાં લગ્ન પણ તેટલી જ ધામધુમથી થયાં. આવી રીતે નંદા અને ચંદા લાયક પતિને પરણીને સુખી થયાં, ખાધું, પીધું ને મોજ કરી.

# સહીઆરો વેપાર

એક વખતે એક રીંછ જંગલમાં પોતાનો ખોરાક શોધવ
નીકળ્યું હતું. ત્યાંથી પાછા ફરતાં રસ્તામાંથી તેને એક ઘી ભરેલે
ઘાડવો અને એક મધપુડો એમ બે ચીજો મળી.

રીંછ પાસે બોજો ઘણો હતો. તેથી આ બે વસ્તુઓ કે
રીતે ઉપાડીને ઘેર લઈ જવી તેનો તે વિચાર કરતું હતું.

એટલામાં સામેથી એક શિયાળ આવતું હતું. રીંછને વિચાર
પડેલું જોઈ તે ઉતાવળું ઉતાવળું પૂછવા લાગ્યું, "રીંછમામ
રીંછમામા, શા વિચારમાં પડયા છો? અત્યારે ખરા બપો
ક્યાંથી આવો છો?"

રીંછે જવાબ દીધો, "શિયાળભાઈ, તમો આ રસ્તે ક્યાંથી
હું તમારી જ રાહ જોઈને ઉભો હતો. તમે કયાં જાઓ છો?"

શિયાળે કહ્યું, "હું તો વેપાર કરવા જાઉં છું."

રીંછે કહ્યું, "ત્યારે તો ચાલો આપણે બંને જણ સહીઆ
વેપાર કરીએ."

શિયાળે તે વાત કબુલ કરી.

પછી રીંછે કહ્યું, "શિઆળભાઈ જુઓ, આ ઘીનો ઘાડ
ને મધપુડો છે તે તમે જરા મારે ઘેર મૂકી આવો. પ

આપણે વેપાર કરવા જઇશું. તમે આવશો ત્યાં સુધી હું પેલા બાગમાંથી થોડાંક પાકાં ફળ તોડી મૂકું છું. આપણે ખાઇને પછી નિરાંતે જઇશું."

શિયાળે વિચાર્યું કે ઠીક લાગ આવ્યો છે. તે તો ખુશીથી પેલો ઘાડવો તથા મધપુડો લઇ રીંછમામાની બોડમાં મૂકવા ગયું.

રસ્તે જતાં તેને તો મધની એવી સરસ વાસ આવી કે ખાવાનું મન થઇ ગયું. તેણે થોડુંક મધ ખાઈ લીધું.

પાછું વળી ઘીનો સ્વાદ ચાખવાનું મન થયું તેથી તેમાંથી થોડુંક ઘી પણ ખાધું.

પછી બાકીનું રીંછની બોડમાં મૂકી રીંછ પાસે જવા નીકળ્યું. રસ્તે ચાલતાં વળી તેને વિચાર થયો કે આવું સરસ ઘી અને મધ આપણને ફરી ફરી મળવાનું નથી. માટે ચાલ, બધું જ ચપાટી જાઉં.

એમ વિચાર કરી પાછું તે રીંછની બોડ તરફ ચાલ્યું અને ત્યાં જઇ બધું ઘી તથા મધ ખાઇ ગયું. પછી ઘાડવો તથા ખાલી મધપુડો બરાબર ગોઠવીને ત્યાંથી રીંછ પાસે જવા નીકળ્યું.

ઘણી વાર થઇ એટલે ઝપાટાબંધ ચાલવા લાગ્યું, અને રીંછની પાસે આવી પહોંચ્યું. રડવા જેવું મોં કરી તે રીંછમામાને કહેવા લાગ્યું:

"મામા! મારા પેટમાં બહુ દરદ થાય છે. હું તો મરી ચાલ્યો રે મારા બાપ! મારાથી નથી રહેવાતું રે!"

રીંછ કહે, "ભાઇ. શાંત થા. તને શું થાય છે? તેં કાંઇ આડું અવળું ખાધું હશે. હમણાં મટી જશે. વારૂ ભાઇ, તને આવતાં આટલી બધી વાર કેમ લાગી?"

શિયાળ–"મામા, મને તો ક્યારની એ ચુંક આવતી હતી, તેથી હું દવા લેવા ગયું હતું, તેમાં વાર લાગી."

રીંછ કહે, "ઠીક. ત્યારે હવે તો સાંજ પડવા આવી છે. માટે ચાલો આપણે પાછા ઘેર જઇએ. કાલે આપણે વેપાર કરવા જઈશું."

શિયાળે કહ્યું, "ભલે ત્યારે, કાલે જઈશું."

પણ એટલામાં પાછું રીંછ બોલી ઉઠ્યું, "અલ્યા, કાલે તો મારા બાપનું શ્રાદ્ધ છે. માટે તું બકરાશંકર ગોરને તેડીને સવારે વહેલો આવજે. આપણે પેલા ઘી અને મધમાંથી મિષ્ટાન્ન ઉડાવીશું. સવારમાં બકરાકાકા શ્રાદ્ધ સરાવી જશે એટલે બપોરના આપણે જમીને પછી ચાલ્યા જઈશું."

એમ વાતો કરી બંને જણ ઘેર જઈ સુઇ ગયા.

સવારમાં શિયાળ બકરાકાકાને તેડીને વહેલું વહેલું રીંછમામાને ઘેર ગયું.

બકરા ગોરે સારી રીતે શ્રાદ્ધ સરાવ્યું અને રીંછને વકકરનો પીંડ દાટવા માટે આઘે મોકલ્યું.

બકરાકાકા તો અંદર જઇને એક મોટી ખુરશી ઉપર ગોઠવાયા.

તરત જ ત્યાં શિયાળ આવ્યું અને ડાહ્યું થઈને બેઠું.

બકરો કહે, "હવે જમવાની કેટલી વાર છે?"

શિઆળે કહ્યું, "કાકા! ઘરડે ઘડપણ તમારી બુદ્ધિ બહેર મારી ગઇ છે. આ દાઢી વધી છે એટલી ય અક્કલ નથી વધી! રીંછ તમને જમાડશે એમ ધારો છો? જુઓ! વાત એમ છે કે રીંછ થોડાક વખતમાં એક રીંછણને પરણવાનું છે. તે રીંછણને

બકરાના બે કાન ખાવાની ઇચ્છા થઇ છે! આથી રીંછ હમણાં અહીં આવીને તમારા બંને કાન કાપી નાખશે, અને તે લઇ જઇને પેલી રીંછણને આપશે. તમને અહીં કેમ બોલાવ્યા છે તે હવે સમજ્યા?"

બકરાકાકાએ જાણ્યું કે હવે તો મોત જ આવી ચડયું. તે ત્યાંથી ઉઠીને ખુબ જોરથી નાઠું અને રસ્તે પડયું.

શિયાળે પાછળની બાજુએ જઇને ઘીનો ઘાડવો તથા મધપૂડો લઈને ખુબ દુર નાખી દીધો. પછી પાછું ત્યાં આવીને ડાહ્યું થઇને ગોઠવાઇને બેઠું.

થોડી વારમાં રીંછ આવ્યું અને પૂછયું, "બકરાકાકા ક્યાં ગયા?"

શિઆળ બોલ્યું, "તમારો બકરોકાકો તો જબરો ઉઠાવગીર છે. ઘીનો ઘાડવો અને મધપૂડો બંને લઇને તે અહીંથી નાસી ગયો. જુઓ, પેલો જાય!"

રીંછ એકદમ છલંગ મારીને ત્યાંથી દોડયું અને બુમો પાડતું પાડતું બકરાની પાછળ પડયું. તે બોલવા લાગ્યું "ઓ લુચ્ચા ગોર કાકા? મને એક તો આપ? ગમે તો બે ન આપીશ!"

બકરૂં સમજ્યું કે રીંછ મારા કાન માંગે છે. આથી તે તો ખુબ જોરથી નાસવા માંડયું અને રીંછ નિરાશ થઇને પાછું ફર્યું.

રીંછ સમજ્યો કે લુચ્ચો બકરો બધુ ઘી અને મધ લઈ ગયો.

બિચારૂં રીંછ તે દિવસ ભૂખ્યું રહ્યું, અને શિઆળ પોતાને ઘેર જઈને મઝા કરવા લાગ્યું.

---

# પીળાં ફુલ

ઊંડી એવી એક ખીણ હતી. રણવગડામાં એ બીહામણી જગાએ એક શિકારી, એની બૈરી ને છોકરાં સાથે એક ઝુંપડી બાંધીને રહેતો હતો.

એ શિકારી ગાયોનું ધણ લઈને દરરોજ જંગલમાં જાય. નદી કિનારે ગાયોને ચરવા છોડે ને પોતે તેમને સાચવવા બેસે.

જંગલમાં વાઘવરૂનો તો ભય હોય જ ને ? એટલે હમેશાં એનું ધનુષ બાણ તો એની સાથે રહેતું.

એક વાર શિકારી જંગલમાં ગાયો ચરાવે છે. એટલામાં દૂરથી એક રૂપાળું હરણ તેની નજરે પડયું.

એનું રૂપ પારવગરનું છે. સોનેરી વાળમાં જાણે હીરા જડ્યા હોય એવાં રૂપાળાં ટપકાં છે. માથે શોભાયમાન શીંગડાં છે.

શિકારી વિચાર કરે છે કે આ હરણ ભારે રૂપાળું છે. એની ચામડીની કાંચળી ને ઝભલાં સરસ થશે. એ હરણને મારવું જોઇએ.

એ તો તાકીને બાણ ચઢાવે છે. પણ ત્યાં તો હરણ જોરથી ફલંગ મારે છે.

એક–બે–ને ત્રણ ! હરણ તો કયાંનું કયાં દૂર ભાગી ગયું છે.

શિકારી દાંત પીસીને કહે: "હવે તને છોડું ખરો ? તારે ફાવે એટલું ભાગ ને ? હવે માર્યા વગર ન મૂકું."

ઠેકડા ને કુદકા મારતો શિકારી પાછળ પડ્યો છે. આગળ હરણ ને પાછળ શિકારી દોડયાં જાય છે.

શિકારીનો શ્વાસ માતો નથી. પણ હરણને ન જ છોડવું એવો એણે ઠરાવ કર્યો છે.

હરણ શિકારીને લલચાવવા ઘડીકમાં પાસે ને ઘડીકમાં આઘે એમ નાસે છે. શ્વાસભેર શિકારી પૂંઠે લાગે છે.

આખરે હરણ ને શિકારી બન્ને ઓતાડે રસ્તે ખૂબ દૂર નીકળી ગયાં.

દૂર દૂર એક મોટી અંધારી ગુફા દેખાતી હતી. હરણ તો તેમાં પેસી ગયું.

શિકારી પણ તેની પાછળ ધનુષ્યબાણ લઇને પેઠો.

અંદર દૂર દૂર ખૂબ અજવાળું જણાતું હતું. શિકારી એ તરફ ચાલ્યો.

નજીક ગયો ત્યાં તો તેની અજાયબીનો આરો ન રહ્યો. ચારે બાજુ બધું ઝળાંઝળાં થઈ રહ્યું છે. સુરજનું તેજ પણ જાણે હિસાબમાં નથી.

એ બધું શું હતું ? એક સોનાનું સિંહાસન છે. હીરા માણેકથી મઢેલું છે. તેના ઉપર અપ્સરાઓની મહારાણી બેઠી છે. એણે ગળામાં એક બહુ કીમતી હીરો પહેર્યો છે. એના ચળકાટથી જ ચારે બાજુ અજવાળું થઈ રહ્યું છે. આજુબાજુ એની સાહેલીઓ બેઠી છે. કોઇ ફુલની માળા ગુંથે છે. કોઇ વીણા વગાડે છે. કોઇ પંખો નાખે છે.

શિકારી તો આ બધું ફાટી આંખે જોઈ જ રહ્યો.

રાણીને ધારી ધારીને જોતાં તો તેની અજાયબી એકદમ વધી ગઈ. તે બબડયો: " ઓ–તારી ! આ હરણ હતું તે જ આ રાણીજી તો નહિ હોય ?"

એ બિચારો ગુંચવાવા લાગ્યો.

ત્યાં તો રાણીજીએ તેને માયાળુ અવાજે નજીક બોલાવ્યો.

શિકારી પાસે ગયો. નીચા વળી રાણીજીને નમન કર્યું. હાથ જોડીને ઉભો રહ્યો.

રાણીજી કહે: " બહાદુર આદમી ! તારી શિકાર કરવાની કળાથી હું બહુ ખુશ થઈ છું. માગ, તારે જોઈએ તે આપું. આ જો. સાચા સોનાના દાગીના પડ્યા છે. મોતીના લચ્છે લચ્છા છે. હીરાના હાર છે. પોખરાજ ને માણેક છે. નીલમ ને રત્નો છે. તારે જોઇએ તે આપું. બોલ, શાની ઇચ્છા છે ?"

શિકારી ફરીથી નમસ્કાર કરીને બોલ્યો: " દેવી ! રાજી થયાં હો તો આપના હાથમાં આ કશાકનો પીળાં પુલનો છોડ છે તે આપો. મને એ પીળાં પુલ બહુ ગમે છે. "

અપ્સરાઓની રાણી હસી. શિકારીની પસંદગીથી તેને સંતોષ થયો. એણે ખુશીથી પોતાના હાથમાનાં પીળાં પુલ શિકારીને આપી દીધાં.

રાણી બોલી: " શિકારી, તારી પસંદગી ઉત્તમ છે. આ પીળાં પુલની સાથે તેનાં બીયાં એક પ્યાલો ભરીને આપું છું તે પણ

લેતો જા. જમીન ખેડી તેમાં એ બી વાવજે. પછી તને એવાં જોઇએ એટલાં પુલ મળશે. હમણાં તો જા. કદાચ એ પુલમાંથી તને બીજું કાંઈ પણ મળશે."

શિકારી ફરીથી નમન કરી રાણીનો આભાર માનવા લાગ્યો.

ઉંચો થઇને નજર કરે ત્યાં તો ગુફા પણ નહિ ને રાણી પણ નહિ! એક પહાડની તળેટી આગળ તે આવી ચડ્યો હતો!

એને વિચાર આવ્યો કે આ તે સાચું જોયું કે સ્વપ્નું જોયું?

પણ હાથમાં પીળાં પુલ હતાં. એક લાકડાની પ્યાલી ભરીને કાળાં બી હતાં. એટલે સ્વપ્નું કેમ કહેવાય?

એણે તો પોતાનાં ધનુષબાણ લીધાં ને ત્યાંથી નીકળ્યો.

રાત પડી એટલે ગાયોને વાળી પોતાને ઘેર ગયો. પોતાની સ્ત્રીને રાણી સાથની મુલાકાતની વાત કરી.

બૈરી ઘુરકીને બોલી: "તમે જન્મારાના એવા જ અક્કલ વગરના રહ્યા. આવી અપ્સરાઓની રાણીનો મેળાપ થયો ને લઈ આવ્યા ત્યારે આ બે બદામનાં પુલ! જરા તો અક્કલ રાખો! આ પુલ તો કાલે કરમાઇ જશે. સોનું, હીરા, મોતી, કાંઈ ન લાવ્યા, ને પુલ લઇને આવ્યા! આવો તે ભાયડો કોઇએ જીંદગીમાં જોયો હશે?"

એમ બોલી એણે તો પુલ બારીએથી નાખી દીધું.

શિકારી કશું બોલ્યો નહિ. કોદાળી ને પાવડો લઇ ઘર પાછળની જમીન ખોદીને ખેડાણ લાયકની જમીન બનાવી. પછી અંદર પેલાં બીયાં રોપ્યાં.

બીજે દહાડે વરસાદ આવ્યો.

એમ ને એમ ચોમાસું આવ્યું ને ગયું.

પેલાં બીના તો રૂપાળા નાના નાના લીલા છોડવા ઉગ્યા છે. છોડવે છોડવે મઝાનાં પીળાં ફુલ આવ્યાં છે. શિકારીનો આનંદ તો માતો નથી.

એમ કરતાં કરતાં છેવટે ફુલ ખરી ગયાં. નાનાં જીંડવાં બાઝયાં. એ તૈયાર થયાં ને અંદરથી કાંઈક ધોળું ધોળું નીકળ્યું.

શિકારી વિચાર કરે કે આ શું હશે?

એ તો ધારી ધારીને એ ધોળી ધોળી ચીજ જોવા લાગ્યો.

એટલામાં અપ્સરાઓની રાણી ત્યાં હાજર થઈ.

રાણી શિકારીને કહે,–"શું જુએ છે?"

"દેવી, આ ધોળું ધોળું શું છે તે સમજાતું નથી."

રાણી હસીને બોલીઃ "મારા સામું જો. મેં જેવાં લુગડાં પહેર્યાં છે તેવાં લુગડાં તારે પહેરવાં છે? તારી બૈરી છોકરાંને પહેરાવવાં છે?"

શિકારી કહેઃ "હા, જરૂર. પણ આપ તો દેવી છો. અમે લુગડાં કયાંથી લાવીએ? અમે તો જનાવરનાં ચામડાં ઓઢીને ચલાવીએ છીએ."

રાણી બોલીઃ "તું આ ધોળી ધોળી ચીજ જેમાં છે એ બધાં વીણીને એકઠાં કર."

શિકારીએ એકઠાં કર્યાં.

રાણી બોલીઃ "જો, આ છોડવાનું નામ કપાસ છે. આ ધોળું ધોળું રૂ કહેવાય. જેમાં રૂ છે એને કપાસનાં કાલાં કહેવાય. એ નામો બરાબર યાદ રાખજે."



પછી રેંટીયો બનાવી આપ્યો ને તેના ઉપર રૂની પુણીનું સુતર કેમ
કાઢવું તે શીખવાડ્યું.........પાન ૭૭

Kshatriya Mudranalaya, Baroda

એમ કહી રાણી એને એના ઘરમાં લઇ ગઇ. પછી એને કપાસનાં કાલાં ફોલી કપાસ કેમ કાઢવો તે બતાવ્યું. કપાસનાં બીયાં કેમ કાઢી નાખવાં તે શીવખાડયું. પછી પીંજણી બનાવી આપી અને તેનાવતી રૂ પીંજવાનું શીખવાડયું. રૂ તૈયાર થયા પછી તેની પુણીઓ બનાવતાં શીખવાડી. પછી રેંટીયો બનાવી આપ્યો ને તેના ઉપર રૂની પુણીનું સુતર કેમ કાઢવું તે શીખવાડયું. એ સુતરના તારનો તાણો ને વાણો શી રીતે કરવો તે સમજાવ્યું. પછી શાળ બનાવી તેના ઉપર સુતરને વણી કાપડ કેમ તૈયાર કરવું તેની સમજણ આપી.

અને જ્યારે કાપડનો તાકો તૈયાર થયો ત્યારે તો શિકારી અને એની બૈરીનો હરખ માય નહિ. આટલા દિવસ તેઓ જનાવરનાં ચામડાં પહેરતાં હતાં. હવે નરમ ને સુંવાળું કપડું પહેરવાનું મળ્યું.

અપ્સરાઓની રાણીએ એ કપડાને કાપીને કેમ સીવવું અને તેનાં પહેરણ, કાંચળી, પંચીયાં, ઝભલાં વગેરે કેમ કરવાં એ પણ શીખવાડી દીધું.

બધું શીખવાડ્યા બાદ રાણી કહે: "હવે આ કપાસનાં બી રાખી મૂકજે. જ્યારે ચોમાસું બેસે ત્યારે જમીન ખોદી એ બી વાવજે, એટલે પાછા પીળા ફુલવાળા કપાસના છોડ થશે. એમાંથી આવી જાતનાં કપડાં બનાવજે."

એમ કહી શિકારીને આશિર્વાદ દઈ રાણી અદૃશ્ય થઇ ગયાં. ત્યારથી દુનિયામાં કપડાં પહેરવાનું શરૂ થયું.

---

# કુકડો ઉડી કેમ શકતો નથી?



પાંચ પચાસ નહિ, સો પાંચસો નહિ, હજાર દસ હજાર નહિ, પણ લાખો વરસો ઉપરની આ વાત છે.

ભગવાન સ્વર્ગમાંથી ઉતર્યા. પૃથ્વીની રચના કરી. ઝાડપાન કર્યાં. ફળફુલ બનાવ્યાં. મોટા મોટા મહાસાગર રચ્યા. ઉંચા ઉંચા પહાડ તૈયાર કર્યાં. નદી, નાળાં, ખીણો, જર જનાવર, પંખી વગેરે બધું તૈયાર કર્યું. આખી દુનિયા પુરેપુરી રચી.

પછી તો ભગવાન પાછા સ્વર્ગમાં ગયા.

તેમને વિચાર આવ્યો કે દુનિયા બરાબર રચાઈ તો ખરી. પણ કેવીક દેખાતી હશે ? લાવ ને, જરા તપાસ તો કરૂં ? કોને મોકલીશું? આ કુકડાને મોકલું ?

એ વેળા કુકડો સ્વર્ગમાં ભગવાનની પાસે રહેતો હતો. પૃથ્વી ઉપર તે વેળા કુકડા નહોતા.

ભગવાને કુકડાને બોલાવ્યો. "કુકડા, પૃથ્વી ઉપર જા. જઇને જોઈ આવ કે દુનિયા બરાબર રચાઈ છે કે નહિ? જલદી જલદી પાછો આવીને મને ખબર આપ. જોજે, વાર નહિ લગાડતો."

"જેવી આજ્ઞા, પ્રભુ!" એમ બોલી નમન કરી કુકડો ઉડતો ઉડતો સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આવ્યો.

સૃષ્ટીનું સૌંદર્ય જોતાં તેની આંખ જ ઠરી ગઇ. પૃથ્વીની શોભા અનુપમ હતી. ઝાડ, પાન, ફળ, ફુલ, નદી, નાળાં, એ બધાંની શોભા વર્ણવી જાય એમ નહોતી.

કુકડો તો આમ જુએ ને તેમ જુએ. રૂપાળાં રંગબેરંગી ફુલોની મધુરી વાસથી સુગંધીદાર બનેલો પવન તેના દિલને ડોલાવે. નદી નાળાનાં મીઠાં જળ ખળખળ ખળખળ શબ્દ કરતાં વહે તે સાંભળી કાન રાજી રાજી બની જાય. ઝાડને વીંટળાઈ વળેલી રૂપાળી વેલીઓનાં ફુલ જાણે હસી હસીને કુકડાને બોલાવે.

આમ કુકડો તો ભગવાનની વાત જ ભૂલી ગયો. તેને જલદી જલદી જવાનું હતું તે યાદ જ ન રહ્યું. તે તો પૃથ્વી ઉપર આમ ફરે ને તેમ ફરે. આ જુએ ને પેલું જુએ.

એમ કરતાં કરતાં દિવસોના દિવસો વહી ગયા. કુકડાને કોઇ વાર ભગવાનની આજ્ઞા યાદ આવે. તે ઠરાવ કરે કે કાલે સવારે તો જરૂર સ્વર્ગમાં ઉડી જઇશ. પણ જ્યાં સવાર પડે કે ભાઈ સાહેબ બધું જોવામાં એવા તલ્લીન બની જાય કે ભલું પૂછવું. સ્વર્ગમાં જવાનું નામ જ ન લે.

એમ ને એમ મહીનાઓ થઈ ગયા. હવે તો કુકડાને ખરેખરો પસ્તાવો થયો. ભગવાન શું કહેશે ? એને ગભરામણ છુટવા લાગી.

છેવટે તેણે ઉડીને સ્વર્ગમાં જવા તૈયારી કરી.

પણ જ્યાં પાંખો ફફડાવીને ઉડવા જાય ત્યાં તો ફરરરફસ ! ધબ લઈને ભાઇબંધ હેઠા જ પડે. એનાથી ઉડી ન શકાયું. બધી મહેનત છુટી પડી.

અને છુટી જ પડે ને ? ભગવાનની આજ્ઞા ઉથાપી એની સજા તો થાય જ ને ? ભગવાને એને કાયમને માટે સ્વર્ગમાં આવતો બંધ કર્યો ને પૃથ્વી ઉપર રહેવાની સજા કરી.

અને તેમાં જ તો આજ પણ કુકડો ઉડી શકતો નથી. એની પાંખો તો ગઇ તે ગઇ જ. ભાઈ સાહેબને હવે સ્વર્ગને બદલે પૃથ્વી ઉપર જ રહેવું પડે છે, ને તેમાં ય ઉકરડા તપાસણી કામદારનું કામ કરવું પડે છે !



# ઘરડો ઘોડો

એક હતો ઘોડો. બિચારો ઘરડો થયો. કામકાજ કશું થાય નહિ. માલિકની નોકરી બજાવાય નહિ.

માલિક હતો ચમડતોડ. મફતનું ખવડાવ્યું એને કેમ પાલવે ? એણે તો ઘોડાને છોડી મૂક્યો. તબેલામાંથી હાંકી મૂક્યો.

ઘોડો નિરાશ બનીને બોલ્યો: "શેઠ, હવે વળતાં પાણી થયાં. હવે ક્યાં જઇશ ને કેમ રહીશ ? આખો જન્મારો અહીં ગાળ્યો. આપની તાબેદારી ઉઠાવવામાં બાકી નથી રાખી. હવે ઘરડે ઘડપણ શું કામ કાઢી મૂકો છો ? હવે તે જીવી જીવીને કેટલું જીવીશ ?"

પણ માલિક કાળજાનો કઠણ હતો. ચમડી તુટે પણ દમડી ન છુટે એને દયા શાની ?

એ કહે: "ના ભાઇ. હવે તું કશા કામનો નહિ. હવે તો તું તારા રસ્તે ને હું મારા રસ્તે."

ઘોડો ફરીથી કરગરવા લાગ્યો: "અરે, પણ શેઠ, જરા તો દયા લાવો ? હજુ ય બનતી તાબેદારી ઉઠાવીશ. ભાગ્યું ભાગ્યું તો ય ભરૂચ છે."

પણ કઠણ કાળજાનો માલિક એકનો બે ન થાય.

છેવટે કંટાળીને માલિકે કહ્યું: "હું તને એક સરતે રાખું. તું એક જીવતો સીંહ જંગલમાંથી પકડી લાવે તો આખી જીંદગી ખવડાવું પીવડાવું. તે સિવાય નહિ."

એ બેકદર બદમાસ માલિકના નામપર શ્રાપ વરસાવતો ઘોડો ત્યાંથી જંગલમાં ચાલ્યો ગયો. એ બિચારો વિચાર કરવા લાગ્યો કે સીંહ તો મને ખાઈ જાય. હુ સીંહને શી રીતે પકડી લાવવાનો છું? અરેરે! માણુસ જાત કેટલી નીચ ને સ્વાર્થી!

એટલામાં શિયાળમામા ત્યાં થઇને જતા હતા. ઘોડાને જોઇને કહે: "કેમ છો ડોસાકાકા, શા વિચારમાં છો? કાંઈ બહુ દિલગીર જણાઓ છો?"

ઘોડાએ પોતાના કરમની કઠણાઇ કહી સંભળાવી.

શિઆળ કહે,–"એમ? તમારે જીવતો સીંહ જોઇએ છીએ ને? ચાલો, હું અપાવું. માત્ર હું કહું તેમ તમારે કરવું પડશે."

ઘોડો ખુશી થઇને બોલ્યો: "મારે કબુલ છે."

શિઆળ કહે: "ત્યારે તમે અહીં મડદાની માફક પડી રહો. હાલશો નહિ ને ચાલશો નહિ. હાથપગ તદ્દન અક્કડ રહેવા જોઇએ. હું ઇસારો કરૂં ત્યારે ઉઠીને ભાગવું. તે સિવાય હાલવું નહિ. જે થાય તે જોયા કરવું."

ઘોડો મડદાની જેમ લાંબો થઇને પડ્યો.

શિયાળ ત્યાંથી નીકળી એક સીંહની પાસે ગયું.

ઠાવકું મ્હોં રાખીને કહે: "મહારાજ, નદીકાંઠે વડના ઝાડતળે એક મોટો ઘોડો મડદું થઇને પડ્યો છે. ઇચ્છા હોય તો દેખાડું."

સીંહ રાજી થયો. તેના મ્હોંમાં પાણી આવ્યું. શિઆળની સાથે ઘોડો લેવા નીકળ્યો.

ઘોડો જોઈ સીંહ કહે: "હાશ, હવે જમવાની મઝા પડશે."

શિયાળ હાથ જોડીને બોલ્યું:"મહારાજ, અહીં ને અહીં ઉતાવળમાં ખાશો તેના કરતાં આપની બોડમાં લઈ જઇને ખાશો તો નિરાંતે ખવાશે."

સીંહ કહેઃ "પણ આવડા મોટા ઘોડાને લઇ શી રીતે જવો ?"

શિયાળ કહેઃ "તે હું બતાવું છું."

એમ બોલી શિયાળ કયાંકથી એક મોટું દોરડું લઈ આવ્યું. દોરડાને ઘોડાની પીઠે મજબુત બાંધ્યું. પછી બીજો છેડો લઇને સીંહની પાસે આવ્યું.

સીંહને કહેઃ "મહારાજ, આપના આગળના બે પગ લાવો. આ દોરડું આપના પગે બાંધું છું. પછી આપ ઘોડાને ઘસડી જજો."

સીંહે પગ બાંધવા દીધા. શિયાળે કચકચાવીને આગળના બંને પગ મજબુતીથી બાંધી દીધા.

પછી સીંહને કહેઃ "હવે મહારાજ, ઘોડાને ખેંચો."



એ જ વખતે શિયાળે ઘોડાને પણ ઇસારત કરી કે નાસ.

ઘોડો શિયાળની યુક્તિ સમજી ગયો. ચારે પગે દોડ્યો. પાછળ સીંહ ઘસડાતો જાય. સીંહ ઘણાં ય ફાંફાં મારે. પણ આગળના બે પગ સજ્જડ બંધાયલા એટલે શું કરે ?

જંગલની ખરબચડી જમીન, ઝાડીઝાંખરાં, સુકી ઘાસ ને કાંટાનાં ઝાંખરાં ઉપર થઈને સીંહ ઘસડાવાથી બિચારો લોહીલુહાણ થઈ ગયો. તેનાં ગાત્રો ગળી ગયાં.

ઘોડો હિંમતભેર સીંહને ઘસડતો ઘસડતો ઠેઠ શહેરમાં ગયો. પોતાના માલિકના ઘર આગળ જઈને ઉભો. જોરથી હણહણ્યો.

માલિક બહાર આવ્યો. જીવતા સીંહને લઈને ઘરડા ઘોડાને આવેલો જોઈ એણે તો દાંતમાં આંગળાં પકડ્યાં. આજુબાજુનાં માણસોને બોલાવી સીંહને મજબુત દોરડાંથી બાંધી લીધો. બીજે દહાડે રાજાનાં માણસોને સોંપી દીધો.

રાજાએ ઘોડાના માલિકને સારી રકમ આપીને રાજી કર્યો.

માલિકે ઘોડાને પોતાના વચન પ્રમાણે જીંદગીસુધી પાળ્યો પોષ્યો.

# દેડકીબાઈ

મહારાજ પદ્મનાભને ત્રણ દીકરા. શ્રીવત્સ, વત્સરાજ અને રાજસીંહ. દેખાવમાં ત્રણે રૂપાળા. બળવાન પણ એવા.

રાજાજી ઘરડા થયા'તા. વિચાર કરે છે કે રાજપાટ કોને સોંપવું? કુમારોની પરીક્ષા કેમ કરીને કરવી?

આખરે રાજાને એક માર્ગ સુઝયો. તેણે ત્રણે છોકરાને બોલાવ્યા.

તેમને કહે: "પુત્રો, તમે સૌ મને સરખા વ્હાલા છો. તમારી પરીક્ષા કરવાની છે. જે સૌથી વધારે ચાલાક જણાશે તેને રાજગાદી મળશે. કહો, છો કબુલ?"

ત્રણે બોલ્યા: "કબુલ છે, કબુલ છે."

રાજા કહે: "ત્યારે તમે ત્રણે જણ દુર દેશાવર નીકળી પડો. મારે માટે એક મલમલનો તાકો લાવી આપો. તે મલમલ એટલી બારીક હોવી જોઇએ કે એકસો વારના તાકાનો પીંડો મારી ટચલી આંગળીની અંગુઠીની અંદર થઇને નીકળી શકે!"

"આ લઈ આવીએ છીએ. એના શા ભાર છે?" એમ બોલી મોટા બે કુંવરો પુષ્કળ ધન લઈ રોફમાં ચાલી નીકળ્યા. શ્રીવત્સ તો રૂપાળા સોનાના રથમાં બેસીને તાકો વ્હોરવા વિદાય થયો.

વચલા કુંવરજીએ પાણીપંથો કચ્છી ઘોડો તૈયાર કરાવ્યો. સોનૈયાની કોથળી કેડે બાંધી તે પણ કપડું લેવા વિદાય થયો.

નાનો રાજસીંહ તો બોલતો પણ નથી ને ચાલતો પણ નથી. તે તો મુંગેમુંગો ઉઠ્યો. બંને ભાઈઓના ગયા પછી પગપાળો જ નગર બહાર ગયો. આગળ જતાં બે રસ્તા આવ્યા. બંને રસ્તે પાકી સડકો ને મઝાની ઘટાદાર ઝાડની ઘટા હતી. મોટો કુંવર ડાબે માર્ગે ગયો. વચલાએ જમણો માર્ગ લીધો.

રાજસીંહ વિચાર કરે છે કે ખૂબ વ્હેલાં દોડીને જવાથી કાંઈ એવી મલમલ ઓછી જ મળી જવાની છે? ચાલ ને; આપણે વળી કાંઈક નવા જ રસ્તે જઈએ? જોઈએ તો ખરા, નશિબ કયાં દોરી જાય છે.

રાજસીંહ આમતેમ નજર કરે છે. એક બાજુ થોરીયાની વાડમાં એક નાનકુંક છીંડું છે. દૂર કાંટાળી ઝાંખરાંથી ભરપુર એક જૂની હુવડ પગવાટ છે.

રાજસીંહે તો એ પગવાટ પસંદ કરી. તે તો એ રસ્તે પગપાળો ચાલી નીકળ્યો.

ઉંડાંઉંડાં કોતરો, ઉંચાઉંચા પહાડો, પગ મૂકતાં જ વ્હેણમાં તણાઈ જવાય એવો જોરવાળા પ્રવાહવાળી નદીઓ, સુરજ ભગવાનનાં જરાકે દર્શન ન થાય એવી ઘનઘોર ઘટાવાળી ઝાડીઓ, સામો કાંઠો જ માલમ ન પડે એવાં સરોવરો અને ડગલે ડગલે વિટંબણા વેઠવી પડે એવો મારગ વીંધતો વીંધતો રાજસીંહ મોજથી ચાલ્યો જાય છે.

એક દિવસ, બે દિવસ, દસ દિવસ, પંદર દિવસ, મહિનો ને છ મહિના વીતવા આવ્યા. ચાલ ચાલ ને ચાલ. બીજું કામ જ નહિ.

છ મહિના વીત્યાબાદ રાજસીંહ ધરતીના છેડા આગળ આવી પહોંચ્યો. કોઈ ભારે અજાયબ જગાએ તે આવી ઉભો હતો. નજીકમાં એક રૂપાળું તળાવ હતું. તળાવમાં કમળ ખીલ્યાં હતાં.

રાજકુમારે થાકયા પાકયા પગમાંથી જોડા ઉતાર્યા. તળાવના પાણીમાં હાથ મોં ધોયું. પોશ ભરીને પાણી પીધું.

હાશ કરી, નિરાંત વાળી રાજસીંહ લીલી હરિયાળી ઘાસ પર બેઠો. બેઠા બેઠા મીઠા અવાજે એક ગીત લલકાર્યું.

ગીત પુરૂં થતાં જ પાણીમાંથી કાંઇક અવાજ થયો.

"ડ્રાંઉં ! ડ્રાંઉં ડ્રાંઉં ડ્રાંઉં ! ! ! ડ્રાંઆઆઆઆઆઉં ! ડ્રાંઉં ! !"

"એ ડ્રાંઉં શું ? એ કોણ બોલ્યું ?" રાજસીંહ આમતેમ જોવા લાગ્યો ને બોલવા લાગ્યો.

તળાવડીમાં નજર કરે ત્યાં તો પાંદડા ઉપર એક દેડકીબાઇ બેઠેલાં. રાજસીંહ હસવું ખાળી નરમ અવાજે મીઠાશથી બોલ્યો: "હો હો, દેડકીબાઇ ? આપ બોલાવો છો ? કહો, શું કહો છો ?"

દેડકીબાઇને તો વાચા થઇ. તે બોલી: "કુંવર, આ રસ્તે કેમ આવ્યા છો ? શાની શોધમાં નીકળ્યા છો ?"

રાજસીંહ: "મારે મલમલનો સો વારનો તાકો જોઇએ છીએ. એવી બારીક મલમલ જોઇએ કે તેનો વીંટો મારા બાપુની ટચલી આંગળીની અંગુઠીમાંથી સરકી શકે. એવી મલમલ તો કોણ વણતું હશે ? અને, મને લાગે છે કે મેં રસ્તો પણ અવળો જ પસંદ કર્યો છે."

દેડકી કહેઃ "કુંવરજી, તમારી રીતભાત બહુ સભ્ય છે. મારા જેવી ગરીબ બેડોળ દેડકી તરફ પણ તમે બહુ વિવેકથી વર્તો છો. તમારા ઉપર હું બહુ રાજી થઇ છું. ઉભા રહો, તમને મલમલ લાવી આપું છું."

દેડકીએ ડબ લઇને પાણીમાં ડુબકી મારી.

થોડીક વારમાં તે તરતી તરતી કિનારે આવી. એક પાંદડામાં કાંઇક વીંટાળેલું હતું તે તેણે રાજસીંહને આપ્યું.

દેડકી બોલીઃ "તમે હવે જલદીથી તમારા નગરમાં જાઓ, ને રાજાજીને આ પાંદડામાં બાંધેલી મલમલને તાકો આપજો."

રાજસીંહે દેડકીનો આભાર માન્યો. તેને પોતાનું નામઠામ આપ્યું. તેની રજા લઇને તે ચાલી નીકળ્યો.

બીજા છ મહિના વીત્યા ત્યારે તે પાછો રાજધાનીના શહેરમાં આવી પહોંચ્યો. તેના ભાઇઓ વાજતે ગાજતે ગાડાંનાં ગાડાં ભરી માલ સામાન ખરીદીને લાવ્યા હતા.

બીજે દહાડે દરબાર ભરાયો. રાજાજીએ શ્રીવત્સ અને વત્સરાજનાં અનેક કપડાંની પરીક્ષા કરી જોઈ. એકે કપડું કામ ન લાગ્યું. રાજાએ મ્હોં કુમળાવ્યું. તે બોલ્યાઃ "રૂપીયા છુટી પડ્યા."

બંને કુમારોનાં મોઢાં વીલાં થઈ ગયાં.

રાજસીંહના તરફ જોઇને રાજા બોલ્યોઃ "રાજસીંહ, તેં કાંઈ આણ્યું છે ?"

રાજસીંહ નમન કરીને બોલ્યોઃ "આ પડીકું ખોલી જુઓ."

રાજસીંહ કાંઇક મશ્કરી કરવાનો હશે એમ જાણી બધા હસવા લાગ્યા.

રાજાએ પડીકું ઉઘાડયું. અંદરથી તો મલમલનો નાનકડો ગોળ વીંટો નીકળ્યો. રાજાએ પોતાની ટચલી આંગળીની વીંટીમાંથી તેને સરકાવ્યો. ખૂબ સહેલાઇથી વીંટો સરકી ગયો.

રાજાએ કાપડીઆને બોલાવ્યા. એ બારીક મલમલનો વીંટો ખોલાવી ભરાવી જોઈ. પુરી એકસો ને ઉપર પાંચ દસ વાર વધારે થઈ. આખો દરબાર અજાયબીમાં ગરકાવ થઇ ગયો. રાજાના મ્હોંપર સંતોષ પથરાયો.

[૨]

રાજા કહે, "એક પરીક્ષા પુરી થઈ. હવે બીજી પરીક્ષા કરવાની. મને એક એવો કુતરો લાવી આપો કે જે અખરોટના ફળની અંદર સમાઇ શકે એવડો નાનો હોય."

બંને મોટા રાજકુમારો તો પુષ્કળ ધન લઇ વાજતે ગાજતે દૂર દેશાવર જવા નીકળી પડ્યા.

નાના રાજકુમારે તો બીજે કોઈ ઠેકાણે જવાને બદલે પેલી દેડકીની પાસે જ જવાનું પસંદ કર્યું.

તેની ખાત્રી હતી કે એવડો નાનો કુતરો તે કદિ કોઈએ જોયો કે સાંભળ્યો હશે ? એવો કુતરો કાંઇ ઓછો જ મળવાનો હતો ? પરંતુ એ બહાને દેડકીબાઇને મળી પેલી મલમલની વાત કરી તેને જરા રાજી તો કરી શકાશે ?

આવો વિચાર કરી, પુષ્કળ મુશિબતો વેઠી રાજસીંહ છ મહિને પેલી દેડકીબાઇવાળા તળાવ આગળ આવી પહોંચ્યો.

દેડકી બોલી: "મલમલ ગમી ?"

રાજસીંહે હા પાડી.

દેડકી કહે: "હવે શી ચીજ લેવા નીકળ્યા છો ?"

"તમારાથી બને તેમ નથી." રાજસીંહ બોલ્યો.

"પણ કાંઈ બોલશો કે નહિ ?"

"મારા બાપુજીએ એવો કુતરો મગાવ્યો છે કે નાના સરખા અખરોટમાં સમાઇ શકે. એવું તે કદિ બનતું હશે ?"

દેડકીએ તો કાંઈ પણ જવાબ ન દીધો. તેણે તો ઉંડા પાણીમાં મારી ડુબકી.

પાએક કલાક રહી દેડકી કિનારે આવી. રાજકુમારના પગ આગળ એક નાનકડું અખરોટ મૂકીને બોલી: "આ અખરોટ લઈ જાઓ. તમારા બાપુજીને આપજો. તેને ભાંગજો એટલે ખરી વાતની ખબર પડશે."

રાજસીંહના તો માન્યામાં પણ વાત ન આવે. પણ દેડકીબાઈ આટલી મહેનત કરે ને ના પડાય ? તેણે અખરોટ લઇને સંભાળીને ખીસ્સામાં મૂકયું. દેડકીને કહે: "દેડકીબાઇ; તમે બહુ જ ભલાં છો. તમારો તો જેટલો પાડ માનું એટલો ઓછો છે. લો, હવે રજા લઉં?"

દેડકી ખોખરે અવાજે બોલી: "પધારો."

રાજસીંહના ગયા પછી દેડકીની આંખમાંથી ડળક ડળક આંસુ ગરવા લાગ્યાં.

બીજા છ મહિના વીત્યા ત્યારે કુંવર પોતાના નગરમાં આવ્યો. મોટી મોટી સાંકળોએ બાંધીને દૂર દૂરના દેશોમાંથી શ્રીવત્સ અને વત્સરાજ કુતરાની મોટી પલટણો ને પલટણો લઇ આવ્યા હતા.

"કેમ રાજસીંહ! ખાલી હાથે પાછા ફર્યા? એકકે કુતરો ન મળ્યો? હા! હા! હા! હા! હા!" એમ બોલી શ્રીવત્સ અને વત્સરાજ રાજસીંહની મશ્કરી કરવા લાગ્યા.

રાજસીંહે જવાબ જ ન દીધો.

દરબારમાં બંને મોટા ભાઇઓએ દેશદેશાવરથી આણેલા કુતરા રાજાની પાસે રજુ કર્યા. પણ અખરોટના ફળમાં રહે એવડો નાનકો કુતરો તો કોઇની પાસેથી પણ ન મળ્યો.

રાજા નિરાશ થયો. રાજસીંહ તરફ જોઇને બોલ્યોઃ "ભાઈ, તું કાંઇ લાવ્યો છે?"

રાજસીંહે શરમાતાં શરમાતાં પેલું અખરોટ ખીસ્સામાંથી કાઢીને રાજાને આપ્યું.

રાજાએ ધીમેથી અખરોટને ભાંગ્યું. ત્યાં તો અંદરથી એક રૂપાળો ગુરજી કુતરો નીકળ્યો. ધીમે ધીમે તે તો રાજાના હાથપર ચડ્યો. હાથ ઉપર બેસી તે પૂંછડી હલાવવા લાગ્યો ને ગેલમાં આવીને ઝીણું ઝીણું ભસવા લાગ્યોઃ "વાઉ! વાઉ! વાઉ! વાઆ આઉ! વાઉ!!"

રાજાના આનંદનો પાર ન રહ્યો. એ નવાઇ જેવા કુતરો જોવા આખા શહેરના લોકો ઉલટ્યા.

[૩]

"રાજસીંહ, તું બે વખત મારી કસોટીમાંથી પસાર થઇ ગયો છે. હવે તમે ત્રણે ભાઇઓને છેવટની કસોટીમાંથી પસાર થવાનું છે. જે તેમાંથી પસાર થશે તેને ચોક્કસ રાજ્ય મળશે. તમે ત્રણે જણા કુમારો છો. આપણું આંગણું અજવાળે અને આપણા રાજ્યને દીપાવે એવી રૂપાળી રાજકન્યાને તમારી વહુ તરીકે તમારે પસંદ કરી લાવવાની છે. યાદ રાખજો કે જે કુંવર સૌથી વધારે રૂપાળી વહુ લાવશે તેને જ રાજગાદી મળવાની છે. હવે ઉપડો."

"આ વખતે રાજસીંહ ફાવવાનો નથી." વત્સરાજ બોલ્યો.

"ખરી વાત છે. કોઈ અજાણી સ્ત્રીને જોતાંજ શરમાઇ જાય છે ને ત-ત-પ-પ બોલે છે તે શરમનું ઝાડ આપણે શોધી લાવીએ તેનાથી વધારે રૂપાળી સ્ત્રી તે ક્યાંથી શોધી લાવવાનો હતો? આ વખતે તેના ગજ વાગવાના નથી."

બન્ને ભાઇઓ ફડાકા મારતા મારતા પોતાને રસ્તે પડ્યા.

નાનો ભાઇ કહે,—"ચાલ રામ, બીજે ક્યાં જઇએ? પેલી દેડકીને જ મળું. એ કાંઇ વહુ લાવી આપવાની છે? પણ મળવામાં શું જાય છે?"

છ મહિના વીત્યા એટલે રાજસીંહ પેલી તળાવડીના કિનારે આવીને ઉભો.

દેડકીબાઇએ પૂછ્યું: "કેમ? કુતરો કેવો હતો?"

રાજસીંહ મીઠાશથી બોલ્યો: "બહુ સરસ, દેડકીબાઈ. તમારી તો વાત થાય એમ નથી. પણ……."

દેડકી–"કહો, કહો, કેમ અચકી ગયા ?"

રાજસીંહ: "આ વખતે તમે મદદ કરી શકો એમ નથી. મારા બાપુજીએ સુંદરમાં સુંદર સ્ત્રીને મારી વહુ તરીકે લાવવા કહ્યું છે. તે અહીં ક્યાં હશે ?"

દેડકી ચુપ રહી. રાજસીંહના સામું જોઈ તેણે નિસાસો નાખ્યો.

દુ:ખી અવાજે તે બોલી: "કુમાર! બહુ દીલગીર છું. મારાથી આ વખતે મદદ નહિ થઈ શકે. તમે તમારે રસ્તે જાઓ. પણ એક ખાસ વિનંતિ કરૂં છું. રસ્તામાં તમે ગમે તેવો વિચિત્ર દેખાવ જુઓ પણ તેથી હસશો નહિ ને તેની મશ્કરી ન કરશો."

રાજસીંહે દેડકીનો ઘણોઘણો ઉપકાર માન્યો. તેની રજા લઈ નિરાશ જીવે તે પાછો પોતાના દેશ તરફ જવા નીકળ્યો.

રાજસીંહ પોતાને રસ્તે ચાલ્યો જતો હતો ત્યાં રસ્તામાં તેને પાછળથી કાંઈક વિચિત્ર અવાજો સંભળાયા. તેણે નજર ફેરવી.

દૂરથી એક વિચિત્ર દેખાવ તેની નજરે પડ્યો.

એક મોટા જાડા કોળાને ચાર પૈડાં જોડી ગાડી બનાવી હતી! તેને છ પાણીમાં રહેતા ઉંદરડા ઘોડા તરીકે જોડ્યા હતા. એક જાડો ભોલ જેવો દેડકો હાથમાં બાજરીનું રાડું લઈ ગાડી હાંકવા બેઠો હતો. પાછળ બે દેડકાઓ કોચમેન તરીકે ઉભા હતા. કોળાની બે બાજુ કાપા મૂકી બે બારીઓ બનાવી હતી અને અંદર એની ઓળખાણુવાળી પેલી દેડકી દમામથી બેઠી હતી!



આવો વિચિત્ર દેખાવ જોઈ કોઇને પણ હસવું આવ્યા વગર ન રહે. રાજસીંહુને પણ હસવાનું મન થઈ ગયું. પણ તેને દેડકીએ બબ્બે વખત મદદ કરી હતી. વળી ગમે તેવા દેખાવની પણ મશ્કરી કરવાની તેને દેડકીએ ના પાડી હતી, અને આજે તે તદ્દન નિરાશામાં પાછો ફરતો હતો.

આ બધાં કારણોથી પેલી કોળાની ગાડી તેની આગળથી પસાર થઇ ત્યારે તે જરાકે હસ્યો નહિ કે મશ્કરી કરી નહિ. ઉલટું દેડકીએ તેના સામું જોયું ત્યારે રાજસીંહે તેને મીઠાશથી પૂછ્યું: "દેડકીબાઇ, ફરવા ચાલ્યાં ?"

"હા, કુમાર. મઝામાં ને ?"

"હા; નમસ્કાર."

"નમસ્કાર." એમ બોલી દેડકી આગળ ગઈ.

[૪]

છ મહિના વીત્યા બાદ રાજસીંહ પોતાના દેશમાં આવ્યો. શહેરમાં પહોંચવાની તૈયારીમાં હતો ત્યાં તેણે દરવાજા નજીક વડને છાંયડે એક સાવ સોનાનો રથ જોયો. રથને છ રૂપાળા ઘોડા જોડ્યા હતા અને એક મોટો દાઢીવાળો સોનાના કીનખાબનો જામો પહેરેલો ગાડીવાન હાથમાં રૂપાની ચાબુક લઇને બેઠો હતો. પાછળ રૂપેરી જરીના પોશાકમાં ઠઠેરાબંધ બનીઠનીને બે કોચમેનો ઉભા હતા.

રાજસીંહ તો ધારી ધારીને જોઇ જ રહ્યો.

ત્યાં તો અંદરથી પેલા કોચમેનોને કાંઇક સૂચના મળી. બંને જણ દોડતા દોડતા રાજસીંહની નજીક ગયા અને તેને સલામ કરી બોલ્યાઃ "કુમાર, અમારાં શેઠાણી આપને યાદ કરે છે."

રાજસીંહ ગુંચવાઇને બોલ્યોઃ "કાંઇ ભૂલ થાય છે. હું તો કોઇને ઓળખતો નથી."

"તમને જ બોલાવે છે. પધારો."

થોડીક રકઝક પછી રાજસીંહ પેલા રથ આગળ ગયો. અંદરથી રૂપાની ઘંટડી જેવા મધુર રણકારાથી એક સુંદરી બોલીઃ "કુમાર, અંદર પધારો. મારે એક વાત કહેવી છે."

રાજકુમાર શરમાતો શરમાતો અંદર ગયો.

સુંદરીએ હેતથી તેને પોતાની પાસે બેસાડયો.

પછી તેણે બધો ખુલાસો કર્યો.

તે બોલીઃ "રાજકુમાર, મારી જીંદગીમાં આનંદ પુરનાર તમે જ છો. અહીંથી હજારો ગાઉ દૂર દરિયામાં એક ટાપુ છે.

મારા બાપુ ત્યાં રાજ્ય કરે છે. તેમની હું એકપુરી પુત્રી છું. મારા રૂપની તારીફ દેશદેશાવરમાં થતી હતી અને દેશદેશના રાજાઓનાં માગાં મારે માટે આવતાં.

"એક વેળા અમે દશેરાના દિવસે ગામ બહાર માતાજીનાં દર્શન કરવા ગયાં હતાં. ત્યાં રમતાં રમતાં હું જરાક આઘી નીકળી ગઇ. ત્યાં મને એક ડાકણુ મળી. મારૂં રૂપ જોઇ તે ખૂબ બળી જતી હતી. તેણે મને શ્રાપ દીધો કે તું દેડકી થઇ જા. મેં બહુ બહુ કાલાવાલા કર્યા ત્યારે તેણે કહ્યું કે જો કોઇ જુવાન રાજકુમાર તને તારા દેડકીના જ રૂપમાં જોશે ને તારી તરફ હસીને તારી મશ્કરી નહિ કરે તો તું માણુસ થઇશ.

"એમ બોલી તેણે તો મને દૂર હવામાં ઉછાળી. હું દેડકી બની ગઇ અને સેંકડો ગાઉ દૂર નિર્જન વનમાં એક તળાવડીમાં આવીને પડી. ત્યાં તમે મને જોઇ. તમે મારી મશ્કરી ન કરી, એટલે હું મારા મૂળ રૂપને પામી. હવે જો હું તમને ગમતી હોઉં અને તમને એમ લાગતું હોય કે તમારા બાપુજી મને પસંદ કરશે તો મને લઇ જાઓ. નહિ તો હું અહીંથી ચાલી જાઉં."

એમ કહી રાજકુંવરી શરમથી નીચું જોઇ રહી.

રાજસીંહ માયાથી તેને કહેવા લાગ્યો: "તમારૂં નામ શું?"

"મારૂં નામ અમરનંદિની."

"પ્રિય અમરનંદિની! મારા બાપનું રાજ મને મળે કે ન મળે તેની મને પરવા નથી. તમે મને મળ્યાં એ જ મારે તો બસ છે."

રાજકુંવરી ને રાજકુમાર તો વાતોએ વળગ્યાં. તેમના આનંદની સીમા જ ન રહી.

## [૫]

મહારાજ પદ્મનાભનો દરબાર ભરાયો ત્યારે મોટા બે કુંવરોએ દેશદેશાવરની સુંદરીઓને મહારાજા સમક્ષ રજુ કરી. રાજાને એકકેય પસંદ ન પડી.

છેવટે નાના કુંવરનો વારો આવ્યો. દરબારની વચમાં આવી પોતાની સાથે અમરનંદિનીને ત્યાં આણીને તે કહેઃ "અમરનંદિની, તમારો ઘુંઘટ ઉઘાડો અને તમારા સસરાજીને અને બંને જેઠને નમસ્કાર કરો."

અને જ્યાં અમરનંદિનીએ ઘુંઘટ ઉંચો કર્યો ત્યાં તો આખી દરબારમાંથી વાહ વાહના અવાજો થઈ રહ્યા. રાજાજીએ કબુલ કર્યું કે, સૌથી વધારે સુંદર સ્ત્રી અમરનંદિની જ છે. રાજ્યનો વારસ રાજસીંહ જ છે.

રાજાજીએ શ્રીવત્સ અને વત્સરાજને મોટી મોટી જાગીરો આપી તેમનાં મન મનાવ્યાં. તેમણે પણ આણેલી સ્ત્રીઓમાંથી અકેક મનગમતી સ્ત્રી પસંદ કરી લઈ તેમની સાથે લગ્ન કરી લીધાં અને બીજી સ્ત્રીઓને તેમને દેશ પાછી પહોંચતી કરી.

થોડા દહાડામાં ભારે ધામધુમથી રાજાજીએ રાજસીંહનાં અને અમરનંદિનીનાં લગ્ન કરાવી આપ્યાં. પછી ખાસ દરબાર ભરી પોતાને હાથે જ રાજસીંહનો રાજ્યાભિષેક કર્યો. નવાં રાજારાણીને આશિર્વાદ આપી સૌની વિદાય લઈ રાજા પદ્મનાભ જંગલમાં તપ કરવા ચાલ્યા ગયા.

રાજસીંહ અને અમરનંદિની આનંદથી રાજ કરવા લાગ્યાં.

પણ અમરનંદિની પોતાના બાપુજીને ખાસ ખેપીયા મોકલી પોતાનાં લગ્નની ખબર આપવાનું ભૂલી નહોતી.

---

# બગલીનાં બચ્ચાં

"ભલા ભગવાન! આ દુ:ખનો તે શો ઉપાય કરવો? કાંઇ ગમ પડતી નથી." બિચારી બગલી કકળાટ કરતી હતી.

નદી કિનારે એક બગલી રહે. એક સલામત જગા જોઈ તે કિનારાપર ઈંડાં મૂકતી. નાનાં નાનાં રૂપાળાં બચ્ચાં થતાં. બગલીનું હૈયું તેને જોઇને હરખાતું.

પણ પછી આફત આવતી. નજીકમાં જ એક વડના ઝાડતળે મોટી બખોલ હતી. અંદર એક મોટો ફણાવાળો નાગ રહેતો હતો. બગલીનાં બચ્ચાં જરાક મોટાં થાય એટલે તે તેમને ખાઈ જતો. બિચારાં નાનકડાં બચ્ચાંને નાસી જતાં આવડે નહિ. બગલી હાય નાખીને બેસી રહેતી. ભોરીંગની સામે એનું બાપડીનું શું ગજું?

એમ વારંવાર બગલી ઈંડાં મૂકે. તેને હેતથી સેવે. રૂપાળાં બચ્ચાં થાય, ને પેલો દુષ્ટ સાપ તેમને ખાઇ જાય.

આજે પણ સાપ બગલીનાં બચ્ચાં ખાઇ ગયો હતો. બગલી બિચારી કકળાટ કરી રહી હતી. આ સાપને શી રીતે ઠેકાણે લાવવો તેનો તે વિચાર કરી રહી હતી.

એને તો કાંઇ રસ્તો જડ્યો નહિ. પણ એક કરચલો તેની ઓળખાણવાળો હતો. બગલીએ વિચાર કર્યો, લાવ કરચલાને જઇને મળું. જોઇએ, એ કાંઈ રસ્તો બતાવે છે.



નોળીયા ને સાપની ભયંકર લડાઈ જામી.—પાન ૯૯



કરચલો પૂછે "કેમ આવ્યાં બગલી બાઇ ?–પાન ૯૯

બગલી તો કરચલાને મળવા ગઇ.

કરચલો પૂછે, "કેમ આવ્યાં, બગલીબાઈ?"

બગલીએ આંખમાં આંસુ સાથે કરચલાને બધી વાત કરી.

કરચલો કહે,–"એ નાગડાનો એટલો બધો જુલમ વધી ગયો છે, કેમ? ઠીક. બગલીબાઈ, તમે એક કામ કરો. અહીંથી થોડે દૂર પેલું આમલીનું ઝાડ છે તેમાં મોટો નોળીયો રહે છે. તમે તમારી ચાંચમાં માછલાં લઈ આવો. પછી એ નોળીયાના દર આગળથી થોડે થોડે છેટે માછલાં વેરતાં જાઓ. એમ નોળીયાના દરથી તે છેક વડની બખોલમાંના સાપના દરસુધી માછલાં વેરો. પછી જુઓ મઝા."

બગલીએ કરચલાના કહેવા મુજબ કર્યું.

નોળીયો બહાર નીકળ્યો ને માછલું દીઠું. ખુશી થઇને ખાઈ ગયો. આગળ જાય ત્યાં બીજું માછલું. વળી આગળ જાય ત્યાં ત્રીજું માછલું. એમ તે તો માછલાં ખાતો ખાતો આગળ વધતો જ ગયો.

છેવટે નોળીયો સાપના દર આગળ આવી પહોંચ્યો.

નોળીયો સમજી ગયો કે અહીં સાપ રહે છે.

હવે નોળીયાને અને સાપને તો બાપે માર્યું વેર. એક બીજાને દેખે ને લડવા ધસે.

નોળીયો તો દરમાં ઘુસ્યો. અંદરથી સાપ બહાર નીકળ્યો. નોળીયા ને સાપની ભયંકર લડાઈ જામી.

બંને જણા ખૂબ લડ્યા. છેવટે નોળીયાએ પોતાના તીણા દાંતવતી સાપને મારી નાખ્યો.

બગલીના જીવને હવે સંતોષ થયો. તે સુખેથી પોતાનાં બચ્ચાં ઉછેરવા લાગી.

---

# આપકર્મી અરવિંદ

અમરાવતી નગરીમાં જોરાવરસીંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજાએ સાત રાણીઓ સાથે લગ્ન કર્યું હતું, અને દરેક રાણીના પેટે રાજાને એકેક પુત્ર થયો હતો.

એક દિવસ સભા ભરીને રાજા બેઠા હતા. જુવાનીના તોરમાં ભવ્ય દેખાવના પોતાના સાત કુંવરોને જોઈને રાજાને ઘણો આનંદ થયો, અને તેણે વિચાર કર્યો કે મારૂં રાજ્ય ઘણા મોટા વિસ્તારવાળું છે. રાજ્યના જુદા જુદા ભાગમાં મારા વિશ્વાસુ સુબાઓ રાજ્ય કરે છે, તેના કરતાં હવે મારા પુત્રો જ રાજ્ય કરે તો ઘણું સારૂં. હવે મારૂં રાજ્ય મારા પુત્રોમાં વહેંચી આપવું જોઇએ.

આવા વિચારો કરીને રાજાએ પોતાની પાસે પોતાના સાત કુંવરોને બોલાવ્યા. વારાફરતી તેણે દરેક પુત્રને પ્રશ્ન પૂછયો, "બેટા, તું આપકર્મી કે બાપકર્મી ?"

છ છોકરાઓએ જવાબ દીધો, "પિતાજી ! તમે અમારૂં પોષણ કરો છો. તમારી પાછળ તમારૂં રાજ્ય અમને મળવાનું છે. અમે તેટલા માટે તમારા જ પગલે ચાલીશું. અમે બાપકર્મી છીએ."

વખાણ કોને નથી ગમતાં ? ખુશામત કોને વ્હાલી નથી હોતી ? રાજા પોતાના પુત્રોના આવા મસ્કાથી ભારોભાર લાદેલા

શબ્દો સાંભળી ઘણો રાજી થયો, અને દરેકને મોટા મોટા પ્રાંતોના સુબાઓ તરીકે નીમવાનું જાહેર કર્યું.

જ્યારે સાતમા છોકરાને આ વાત પૂછવામાં આવી, ત્યારે તેણે જવાબ આપ્યો, "પિતાશ્રી, સર્વ કોઈનું પોષણ પરમકૃપાળુ પરમાત્મા કરે છે. સૌ પ્રભુનાં બાળક છે. ઢાંકયા કરમની કોને ખબર છે? મને મારા નશિબ અનુસાર જે કાંઇ મળવાનું હશે તે મળશે જ. તેમાં તમે અને હું શું કરી શકવાના? માટે પિતાજી, હું તો આપકર્મી થવાનો!"

ભર દરબારમાં પોતાને માટે આવી રીતે સ્પષ્ટ રીતે ઉચ્ચારાયલા શબ્દો ખુશામતખોર રાજાને ગમ્યા નહિ. ગુસ્સે થઇને તેણે કહ્યું, "અભાગી અરવિંદ! મારો તારા પર ઘણો જ પ્રેમ હતો. તું તેનો આવી રીતે બદલો આપે છે? જા! મારા રાજ્યમાંથી એકદમ તારૂં કાળું કરીને ચાલ્યો જા! તારૂં નશિબ તને જે આપે તે મેળવજે. એકદમ મારા રાજ્યની સરહદમાંથી જતો રહે."

પોતાના નશિબપર આધાર રાખી અરવિંદકુમાર જલદીથી પોતાના પિતાના રાજ્યમાંથી રવાના થઈ ગયો. તે એક દેશથી બીજે દેશ જતો જતો આખરે સુવર્ણપુરી નામના નગરમાં આવી પહોંચ્યો.

આ દેશમાં એકાદ બે દિવસ રહ્યો. સાંજના પહોરે ફરવા જતાં તે ગામના રાજાની નજરે અરવિંદકુમાર પડ્યો. અરવિંદકુમારનો કદાવર બાંધો, અને આકર્ષક શરિર જોઈ તેને પોતાના કુંવરના મિત્ર તરીકે રાખવાનો તેણે વિચાર કર્યો.

અરવિંદકુમાર રાજાના કુંવરના મિત્ર તરીકે રહેવા લાગ્યો.

એ રાજકુમારનું નામ કનકસિંહ હતું. તે એક આંખે કાણો હતો અને શરિરે કદરૂપો હતો. વખતના વહેવા સાથે બંને કુંવરો એક બીજાની સારી રીતે ઓળખાણમાં આવ્યા. રાજાના મનમાં પોતાના કુંવરને યોગ્ય ઠેકાણે પરણાવવાની ઇચ્છા થઇ. તેણે આસપાસ શોધ ચલાવવા માંડી. પણ રાજકુમારની આંખની ખોડ, અને તેનું કદરૂપું શરિર જોઇને કોઇ પણ રાજકુમારી તેને પરણવાને તૈયાર થતી નહિ.

આખરે રાજાએ એક યુક્તિ શોધી કાઢી. તેણે વિચાર કર્યો કે અરવિંદકુમાર મારા પુત્રની જ ઉમ્મરનો અને ઘણો સ્વરૂપવાન છે. કોઇ રાજકુમારીની સાથે મારા પુત્રના નામે તેનાં લગ્ન કરાવી દીધાં હોય, અને પછી શયનગૃહમાં છાની રીતે તેને બદલે મારા કુંવરને ગોઠવી દીધો હોય, તો મારો કુંવર પરણેલો ગણાય, અને મારી ઘરડી અવસ્થામાં હું સંતોષ પામું.

આ વિચાર કરતાંની સાથે જ રાજાએ ચારે બાજુ કાજ કરનારા ગોરમહારાજોને કન્યાની શોધ કરવાને માટે વિદાય કરી દીધા. પણ રાજકુંવરની કદરૂપી શીકલની વાત આજુબાજુ પ્રસરેલી હોવાથી કાંઇ વળ્યું નહિં.

આખરે સુવર્ણપુરીથી ઘણે દૂર રત્નગઢ ગામના રાજાને એક રંભાકુમારી નામની ઘણીજ સુંદર પુત્રી હતી.

આ રાજકુંવરી લગ્ન કરવાયોગ્ય ઉમ્મરની થઇ હતી, અને તેટલા માટે રત્નગઢથી તેના માટે યોગ્ય વરની શોધ કરવાને માટે બ્રાહ્મણોને ચારે બાજુ વિદાય કરી દીધા હતા. તેમાંથી એક બ્રાહ્મણ

સુવર્ણપુરીમાં આવી પહોંચ્યો. ઘણે દુર સુધીની રખડપટ્ટીથી બ્રાહ્મણ ઘણો થાકી ગયો હતો.

રાજાએ પોતાના પુત્રની વાત કરી. બ્રાહ્મણને પુષ્કળ રૂપિયા આપ્યા. મૂળ તો બ્રાહ્મણ થાકથી કંટાળેલો, અને તેમાં રૂપિયાની લાલચ મળી એટલે કનકસીંહ કાણો અને કદરૂપો હતો, તો પણ તેની સાથે રંભાકુંવરીનો વિવાહ કરવામાં આવ્યો.

એમ કરતાં એકાદ વર્ષ વીતી ગયું, અને લગ્ન કરવાનો વખત આવ્યો.

અરવિંદકુમારને વરરાજાનાં લુગડાં પહેરાવવામાં આવ્યા. ભારે ધામધૂમથી અરવિંદકુમાર રંભાકુમારીને પરણવા માટે જાન સાથે રત્નગઢ તરફ વિદાય થયો.

જાનમાં રાજા પોતાના કાણા પુત્રને છુપી રીતે સાથે લાવ્યો હતો.

લગ્નનો વરઘોડો ભારે ઠાઠમાઠ સાથે કાઢવામાં આવ્યો. અરવિંદકુમાર બનાવટી વરરાજા તરીકે કન્યાને માંડવે પરણવા ચાલ્યો. અરવિંદકુમારનું મોહક મુખ, અને રૂપાળો રાજવંશી પોશાક જોઈ બધા નગરજનો આનંદ પામવા લાગ્યા. આખરે મંગલાષ્ટકો બોલાયાં ચાર મંગળ વરતાયાં. ભારે ધામધૂમથી અરવિંદકુમારનું લગ્ન રંભાકુમારી સાથે થઇ ગયું.

રાત પડી એટલે રંભાકુંવરીના મહેલમાંથી છુપી રીતે છટકીને અરવિંદકુમાર પોતાના પાલક રાજાના સૈન્યમાં અગાઉથી ઠર્યા પ્રમાણે જતો રહ્યો.

રંભાકુંવરીએ જ્યારે પોતાના પતિને જોયો નહિ, ત્યારે તેણે પોતાની યશોદા નામની એક સખીને રાજકુંવરની ભાળ કાઢવા માટે મોકલી.

યશોદા ફરતી ફરતી પેલા રાજાના લશ્કરમાં આવી પહોંચી, અને પુષ્કળ તપાસ કરી અરવિંદકુમારને શોધી કાઢયો.

અરવિંદકુમારે ઘણી રકઝક કરીને આખરે મહેલમાં જવાનું કબુલ કર્યું, અને યશોદાની પાછળ પાછળ રંભાકુંવરીના મહેલે જવાને નીકળ્યો.

મહેલમાં આવી પહોંચતાં જ રંભાકુવરીએ તેની આવી ચાલને માટે ઠપકો આપ્યો.

રાજકુંવર ચાલાક હતો. તેણે કાંઈક બહાનું શોધી કાઢયું, અને ભોળી રંભાનું મન મનાવી દીધું. રંભા રાજી થઇ ગઈ. પછી રંભાએ તેને બાજી રમવા બેસાડયો. રમવામાં અરવિંદની ચાલાકી જોઇને રંભા બહુ ખુશી થઇ ગઈ. પછી તેને ઉંઘ આવવા માંડી, એટલે તે પલંગપર ઉંઘી ગઈ.

અરવિંદકુમારે આ તકનો લાભ લીધો. તેણે ત્યાં પડેલા એક કાગળ ઉપર પોતાનું નામ ઠામ અને આ વિચિત્ર શરતની સંપૂર્ણ હકીકત લખીને તે કાગળ રંભાના ઓરડામાં એક જગાએ મૂકયો.

પછી તે ત્યાંથી છુપી રીતે ચાલ્યો ગયો, અને લશ્કરમાં આવીને ભરાઇ ગયો.

જ્યારે સવારે રંભા જાગી ઉઠી, ત્યારે તેણે પોતાના વરને પથારીમાં જોયો નહિ. તેણે જાણ્યું કે તે વખતે તેમના ભાઇબંધ

દોસ્તદારોને મળવા ગયા હશે. આથી તે દિવસે સાંજે અગાઉની માફક જ યશોદાને રાજકુંવરને તેડી લાવવા મોકલી.

આ તરફ આપણા કાણા કનકસીંહજી લગ્નનો ભારે પોશાક પહેરીને તૈયાર બેઠા હતા. પોતાના આંખની ખોડ દેખાય નહિ માટે લગભગ આંખ ઢંકાઇ જાય એવી રીતે કચકચાવીને ફેંટો બાંધ્યો હતો. યશોદા આવી, એટલે પોતે જ રાજકુંવર છે એમ જણાવી તેની સાથે ચાલ્યો.

રાજમહેલમાં આવતાં જ રંભાકુંવરીએ તેને જોયો. પણ તેને લાગ્યું કે ગમે તેટલો ભપકાદાર પોશાક પહેર્યો છે, પણ તે કાલ વાળો રાજકુંવર તો ન હોય.

ખાત્રી કરવા તેણે કનકસીંહને બાજી રમવા બેસાડયો. પણ કનકસીંહે ચોકખું જણાવી દીધું કે મને બાજી રમતાં આવડતી નથી !

આથી રાજકુંવરી ચીડાઇ ગઈ, અને એકદમ તેનો ફેંટો ખેંચ્યો. પછી જોઈ લો ખુબી ! કુમાર તો કાણા નીકળ્યા !

તેણે અને યશોદાએ કનકસીંહને ધક્કા મારી રાજમહેલમાંથી કાઢી મૂકયો !

કનકસીંહ રડતો રડતો પોતાના બાપ પાસે ગયો, અને બધી વાત તેને કહી સંભળાવી.

આ બાજુ પોતાનાં વસ્ત્રો બદલવા જતાં રંભાના હાથમાં પેલો કાગળ આવ્યો. બધી હકીકત વાંચતાં જ તે આનંદમાં આવી ગઈ.

તેણે પોતાના બાપને સમજાવી એક મોટું લશ્કર તૈયાર કર્યું અને પોતે રાજકુંવરનો પોશાક ધારણ કરી લશ્કર સાથે ચાલી નીકળી.

પહેલાં તો તે અરવિંદકુમારના બાપની રાજધાનીમાં ગઈ, અને તેને હરાવીને પોતાને તાબે કર્યો.

પછી પોતે પોતાના ખરા રૂપમાં જાહેર થઈ. પોતાના સસરાને પ્રણામ કરી તેનો આશિર્વાદ માગ્યો.

રાજાના છએ છોકરા નબળા નીકળ્યા હતા, એટલે રાજા પોતાની આ પુત્રવધૂ જોઈને ઘણો જ આનંદ પામ્યો.

તેણે રાજા જોરાવરસીંહના રાજ્યમાંથી અરવિંદકુમારને તેડાવી મંગાવ્યો.

વૃદ્ધ રાજા અરવિંદકુમાર આવ્યો ત્યારે તેને ભેટી પડયો. તેને પોતાનું આખું રાજ્ય આપી દીધું, અને પોતે જંગલમાં તપ કરવા ચાલ્યો ગયો.

રંભાકુમારી રાણી બની. અરવિંદકુમાર રાજા બન્યો.

---

# રાજકુંવરી રૂપાંદે

ગીરનારની એક ઘોર અંધારી ગુફામાં આગળના વખતમાં એક જોગી રહેતો હતો. એ બાવો કદીએ પહાડપરથી નીચે આવતો નહિ અને હંમેશાં પોતાની ગુફામાં ભગવાનનું ભજન કરી દહાડા કાઢતો હતો. લોકો કહેતા કે બાવો બહુ ચમત્કારી અને તપસ્વી છે.

એ બાવાની ચાકરી એક નાનકડો છોકરો કરતો હતો.

છોકરાનું નામ પ્રતાપ હતું. તે બાવાની બહુ બરદાસ કરતો હતો.

એક વખતે બાવો સમાધિ ચડાવીને બેઠો અને તેણે પ્રતાપને પોતાની પાસે બોલાવીને કહ્યું, "પ્રતાપ, બહુ દિવસ થયાં તું મારી ચાકરી કરે છે. હું તારાપર બહુ રાજી થયો છું. બચ્ચા! બાવારામ પાસે બીજું તો શું હોય? હવે મારી આ છેલ્લી સમાધિ હોઇ હું પરલોકમાં જઇશ, એટલે મારે તને કાંઇ પણ આપવું તો જોઇએ જ. તને હું આશિર્વાદ આપું છું કે કોઈ પણ ખરાબ ચીજ તારી ઇચ્છાથી સારી થઇ શકશે. પ્રભુ તને આ બક્ષિસ સારે માર્ગે વાપરવાની પ્રેરણા કરે એવી મારી પ્રાર્થના છે. જા બચ્ચા, સચ્ચિદાનંદનું ભજન કરતો રહેજે. હરિ ૐ!"

બાવાજીએ સમાધિ ચડાવી અને તેમનો પ્રાણ નીકળી ગયો.

પ્રતાપે તેમની રીતસર દહનક્રિયા કરી અને પહાડની નીચે આવી ગામમાં ગયો.

રખડતો રખડતો તે એક ગામથી બીજે ગામ ફરવા લાગ્યો.

ઉનાળાના આકરા તાપમાં ચાલતાં ચાલતાં તેના ખાસડાં ફાટી ગયાં. પ્રતાપને બિચારાને ખબર નહોતી કે તેને મહાત્માએ ચમત્કારી વરદાન આપ્યું હતું. તે કંટાળીને બોલ્યોઃ "અરે ભગવાન! મારા જોડા નવા થઈ જાય તો કેવું સારૂં?"

એના મ્હોંમાંથી એ શબ્દો હજુ તો બહાર નહિ પડ્યા હોય એટલી વારમાં તો તેનાં જુનાં ખાસડાં કોણ જાણે કયાંય જતાં રહ્યા અને તેની જગ્યાએ પગમાં નવા સારા જોડા આવી ગયા!"

આ ચમત્કાર જોઈને પ્રતાપને ખુબ નવાઈ લાગી. પોતાને જોગીએ આપેલી બક્ષિસ ખરેખરી ઉપયોગી છે કે કેમ તેની ખાત્રિ કરવા તેણે કહ્યું, "મારાં બધાં કપડાં જુનાં છે તે જતાં રહીને નવાં થઇ જાય તો ઠીક."

તરત જ કપડાં નવાં થઈ ગયાં.

પ્રતાપને હવે પોતાનું ગુજરાન ચલાવવાનું સારૂં સાધન મળી ગયું.

તેણે નજીકના ગામમાં જઇને જુનાં કપડાં નવાં બનાવી આપવાની દુકાન ખોલી.

એમ ગામેગામ ફરતાં ફરતાં થોડા દહાડામાં તેણે ખુબ નાણું એકઠા કર્યા.

એક દહાડો રસ્તામાં જતાં જતાં તેને એક ઘોડેસ્વાર મુસાફર મળ્યો. મુસાફરનો ઘોડો હાડપીંજર જેવો હતો. મુસાફર ઘણી બૂમો મારતો પણ ઘોડો આગળ ચાલી શકતો નહોતો.

આ જોઇ પ્રતાપને બહુ દયા આવી અને તે બડબડ્યો, “ભલા ભગવાન, આ ઘોડો હતો તેવો તન્દુરસ્ત અને શકિતવાળો થઈ જાય તો કેવું સારૂં ?”

તરત જ ઘોડો આવેશમાં આવી હણહણવા લાગ્યો. તે અસલના જેવો જુવાન, બળવાન અને શક્તિવાન બની ગયો !

પેલા મુસાફરને આ બનાવથી બહુ નવાઈ લાગી. તેણે પ્રતાપને કહ્યું કે તું મારી સાથે ચાલ. હું તને બહુ સારી નોકરી અપાવીશ.

મુસાફર પ્રતાપને નજીકના ગામના ઠાકોરને ત્યાં લઈ ગયો.

ઠાકોરની ઘોડારમાં ઘણા ઘોડા હતા પણ સારી જાતના બહુ થોડા હતા અને નબળા અડીયલ ટટ્ટુ ઘણાં હતાં.

ઠાકોરે પ્રતાપને આ ઘોડાઓ સાજા કરવાનું કહ્યું.

“સાજા થઇ જાય એમ હું ઈચ્છું છું.” એટલા શબ્દો કહેતાંની સાથે તો બધા ઘોડા તદ્દન ઊંચી તોખમના, તદ્દન સાજાતાજા બની ગયા.

આ જોઇ ઠાકોર તો બહુ ખુશી થયો. તેણે પ્રતાપને પોતાના કારભારી તરિકે રાખી લીધો.

પ્રતાપ ઠાકોરના રાજમાં સારી રીતે અમનચમન કરવા લાગ્યો.

એમ બહુ દિવસો વીતી ગયા.

એક દિવસે ઠાકોરે પ્રતાપને કહ્યું, "ભાઇ, તારે હવે આપણા બીજા મહેલમાં રહેવા જવું પડશે કારણ મારી દીકરી પ્રભાસપાટણની જાત્રા કરવા ગઈ હતી તે હવે એક બે દિવસમાં અહિં આવવાની છે. તેને જોઇને તને શરમ આવશે."

પ્રતાપ અચંબો પામીને બોલ્યો, "મને શું કરવા શરમ આવે?"

ઠાકોરે જવાબ દીધો, "ભાઈ! બોલ્યાની વાત નથી કરવાની. નાનપણમાં મારી આ એકની એક લાડકી દીકરી એટલી રૂપાળી હતી કે અમે તેનું નામ રૂપાંદે પાડેલું હતું. પણ કમનશિબે તે બાર વરસની થઇ ત્યારે તેને બળીઆ બાપજી પધાર્યા અને તેમાં તેની એક આંખ જતી રહી. એના શરિરે એટલાં ચાઠાં પડી ગયાં છે કે માલપુઆ ઉપર પણ એટલાં નહિ હોય! શું કરીએ ભાઇ? નશિબ આપણાં. હાલ તેની ઉમર અરાઢ વર્ષની છે અને જો તે અત્યારે પહેલાંના જેવી હોત તો ભલભલા રાજાનો મ્હેલ દીપાવત. પણ હાલ તો એવી દશા થઇ છે કે તેના વિવાહની વાત કરતાં ગરજાઉ હોય તે પણ ભાગી જાય છે. માટે જ હું તને કહું છું તને તેનું મ્હોં નહિ ગમે."

પ્રતાપે વિચાર કર્યો કે મારી ઇચ્છાથી જો ફાટેલા જોડા નવા થાય, જુનાં લુગડાં સાજાં થાય અને ખોડાં મુડદાલ ઘોડાં તંદુરસ્ત બને તો રૂપાંદે કેમ ન સાજી થાય? ઠીક છે, જોઇ લઇશું.

તેણે ઠાકોરને જણાવ્યું કે હું અહીં જ મહેલના એક ભાગમાં રહીશ. મારે કુંવરીને જોવાં છે.

ઠાકોરે કહ્યું, ઠીક.

બીજે દિવસે રાજકુંવરી રૂપાંદે જાત્રામાંથી આવી.

જમી પરવારીને પ્રતાપ મહેલના બગીચામાં આંટા મારતો હતો ત્યાં અચાનક પેલી બેડોળ રાજકન્યા તેની નજરે પડી.

રાજકન્યા શરમાઇને જતી રહેતી હતી પણ પ્રતાપે આજીજી કરીને તેને રોકી. રૂપાંદે દુ:ખી મને તે જુવાન આગળ ઉભી રહી.

પહેલી જ નજરે પ્રતાપ તેને ગમી ગયો હતો. અરેરે ! જો ભગવાને મારૂં રૂપ અગાઉ જેવું રાખ્યું હોત તો શું આના જેવા રૂપાળા કુમાર સાથે મારાં લગ્ન ન થાત ? આવા આવા વિચારથી બિચારી રાજકુંવરીની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં.

પ્રતાપ રાજકુંવરીને જોઈને બોલ્યો, “ જો મને મહાત્માએ આપેલું વરદાન સાચું હોય તો હે ભગવાન, મારી તમને પ્રાર્થના છે કે આ રાજકુંવરીને અગાઉ કરતાં પણ વધારે રૂપાળી–રૂપની ખાણ જેવી–બનાવજો, અને તેનામાં સદ્ગુણના ભંડાર ભરજો. ”

તે હજુ તો પોતાના શબ્દો પુરા કરી રહ્યો નહોતો એટલામાં તો રાજકુંવરીમાં અજબ ફેરફારો થઇ ગયા.

તેની આંખો સાજી થઇ ગઈ. આંખના પલકારા જેટલા વખતમાં તો જાણે કોઇ સ્વર્ગની અપ્સરા પૃથ્વીપર ઉતરી આવી હોય એવી રૂપાંદે બની ગઇ.

પ્રતાપે તેનો હાથ ઝાલ્યો અને તેને નજીકના સંગેમરમરના પાણીના હોજ આગળ લઇ ગયો.

પાણીમાં પોતાનો પડછાયો જોતાંજ રૂપાંદે અજાયબીથી આભી બની ગઈ.

એટલામાં ઘરડો ઠાકોર ત્યાં આવી પહોંચ્યો. પહેલાં તો તેને કશી સમજણ પડી નહિ પણ જયારે તેણે બધી વાત જાણી ત્યારે તેની ખુશાલીનો પાર રહ્યો નહિ.

તેણે રૂપાંદેનો હાથ પ્રતાપના હાથમાં મૂકીને કહ્યું–" બાપુ પ્રતાપ! તેં મારી અને મારી દિકરીપર જે અથાગ ઉપકાર કર્યો છે તેનો બદલો તો પરમાત્મા આપશે. પણ હાલ તો એજ દીકરીની સાથે તું લગ્ન કરીને સુખી થા. બેટા! હું હવે ઘરડો થયો છું એટલે દ્વારકા તરફ ચાલ્યો જઇશ. તમે મારૂં રાજ્ય રૂડી રીતે ચલાવશો એવી મારી ખાત્રી છે."

પ્રતાપ અને રૂપાંદેનાં લગ્ન ધામધુમથી થયાં. ઘરડો ઠાકોર તેમને પોતાનું રાજ સોંપી જાત્રા કરવા ચાલ્યો ગયો. પ્રતાપ અને રૂપાંદે આનંદથી રહેવા લાગ્યાં. હવે તો કોઈ દુ:ખી દરદીનાં દરદો સાજાં કરવાનાં હોય તો જ પ્રતાપ પોતાના વરદાનનો ઉપયોગ કરતો.

---

# દરજીના દીકરા

**પ્રેમજી** દરજીને ત્રણ દીકરા. શીવલો, શબો ને શમો. પ્રેમજીએ એક બકરી પાળી હતી. તેનું દુધ રોટલા ભેગા શીરામણમાં કામ આવતું. પ્રેમજીને દીકરા વધારે વ્હાલા કે બકરી તે કહી નથી શકાતું.

એક વાર પ્રેમજી મોટા દીકરાને કહે,–"અલ્યા શીવલા, મારે આ મગનભાઇ શેઠનો અંગરખો આજ ને આજ શીવી દેવાનો છે, માટે બકરીને ચરાવવાને તું લઇ જજે."

શીવલો કહે, "ભલે બાપા."

શીવલો તો બકરીને લઇ કામનાથ મહાદેવ આગળ ચરાવવા ગયો. બકરીને નદીના કિનારે છુટી મૂકી દીધી. શીવલો આરામ લેવા લાગ્યો. બકરી ચરીચરીને રાતીમાતી થઇ ગઈ.

નમતા પહોર થયા ને ભાણુ ભુડવાની વેળા થઈ એટલે શીવલો બકરીને પૂછે: "બકરી, બકરી, બરાબર ચરી ને? ભૂખી તો રહી નથી ને?"

બકરી બોલી:

"ચરી ચરીને મારૂં પેટ ભરાઇ ગયું,
હવે વધુ ન ચરાય.
હવે જરાકે ચારો ખાઉં તો પછી,
ઘેર નહિ જ જવાય."

શીવલો કહે: "ત્યારે સારી વાત છે."

પછી તો શીવલો બકરીને ઘેર લઈ ગયો.

પ્રેમજીએ પૂછ્યું: "અલ્યા, બકરીને બરાબર ચરાવી હતી ને?"

શીવલો કહે: "પૂછો ને બકરીને?"

પ્રેમજીએ બકરીને પૂછ્યું: "બકરી, બકરી, કહે દીકરી, બરાબર આરો ચરવાનું ફાવ્યું ને?"

બકરી મિજાજ કરીને બોલી:

"શું રે કરૂં ને હું શું રે ચરૂં?
ત્યાં ઉડે જ ફક્કં ફક્કા,
ભુખે દુ:ખે મારૂં પેટડું ને,
ખાલી એ ધક્કંધક્કા!"

પ્રેમજી સ્વભાવનો આકળો ભૂત. બીજી ત્રીજી તપાસ જ શાની કરે? એણે તો આ........લીધો ગજ હાથમાં. બિચારા શીવલાના વાંસા પર દે ધડાધડ. મારી મારીને તેનો દમ કાઢી નાખ્યો.

ગરીબ બિચારો શીવલો! તે સમજી ગયો કે હવે ઘેર રહ્યા તો માર ખાઈ ખાઇને છોડાં નીકળી જશે. આ ઘરમાં રહેવામાં મઝા જ નથી.

એ તો બિચારો ભૂખ્યો તરસ્યો બાપનું ઘર છોડીને રાતોરાત ભાગી ગયો. ના, ઘર છોડીને જ નહિ પણ ગામ પણ છોડીને જતો રહ્યો.

[૨]

બીજે દિવસે પ્રેમજી શબાને કહેઃ "દીકરા, તું ડાહ્યો છે. મારી બકરીને બરાબર ચરાવી લાવ. જોજે, ભૂખે ન મરે. કાલની બિચારી ભૂખી છે."

શબો બકરીને લઇને ચાલી નીકળ્યો. ગયો ગયો તે એક બાવાજીનો બાગ રાજમહેલને રસ્તે હતો ત્યાં ગયો. બકરીને ચરવાને છોડી દીધી. તેને ખાસ કહ્યું કે જે ખાવું હોય તે ખુશીથી ખાજે.

સાંજ પડી ને ઢોર પાછાં ફરવાની વેળા થઇ. શબો બકરીને પૂછવા લાગ્યોઃ "બકરીબાઈ, બરાબર ચારો ચર્યાં છો ને? હજુ ચરવું છે?"

બકરી કહેઃ

"ચરી ચરીને મારું પેટ ભરાઇ ગયું,
હવે વધુ ન ચરાય.
હવે જરાકે ચારો ખાઉં તો પછી,
ઘેર નહિ જ જવાય."

શબો બકરીને ઘેર લઈ ગયો.

પ્રેમજીએ શબાને પૂછ્યુંઃ "કેમ? બકરી ભૂખી તો નથી ને?"

"તે બકરીને જ પૂછો ને?" શબાએ કહ્યું.

પ્રેમજીએ પૂછ્યુંઃ "દીકરી બકરી, બરાબર ચારો ચરી છે ને? ભૂખી તો નથી ને માડી?"

બકરી બોલીઃ

"શું રે કરૂં ને હું શું રે ચરૂં
ત્યાં ઉડે જ ફકકંફકકા,
ભુખે દુઃખે મારૂં પેટડું ને,
ખાલી એ ધકકંધકકા !"

અને પછી પ્રેમજી મેરઈના મિજાજની શી વાત કરવી. હાથમાં લીધો ગજ ને બિચારા શબાના વાંસાપર સબોડવા માંડયો ! ધડાધડ ! ! ફડાફડ ! !

બિચારો શબો પણ નાઠો. ઘર ને ગામ બંને તજી રાતોરાત ભૂખ્યો તરસ્યો જતો રહ્યો.

પ્રેમજીને વસમું તો લાગ્યું. પણ વિચાર કર્યો કે એવા નાલાયક છોકરા તો એ જ દાવના છે.

[૩]

ત્રીજા દિવસની સવાર પડી. પ્રેમજી નાના દીકરાને પાસે બોલાવી કહેવા લાગ્યોઃ "દીકરા શામા, તું બહુ ડાહ્યો છે. બકરીને બરાબર ચારો ચરાવી સાંજે ઘેર લાવજે. બિચારી બબ્બે દહાડાની ભૂખી છે."

શમો બકરીને લઈને હરણીના હનુમાનને રસ્તે ગયો. એક તળાવડી નજીક અઢારે ભાર વનસ્પતી ઉગી હતી, ત્યાં બકરીને ચરવા છુટી મૂકી દીધી. પોતે તપાસ રાખવા ખડે પગે આખો દિવસ ઉભો રહ્યો.

સમી સાંજની વેળા થઈ એટલે એણે બકરીને પૂછ્યુંઃ "કેમ બકરીબ્હેન ? હવે કાંઈ બાકી છે ? થોડુંક ચરશો ?"

બકરી કહે:

"ચરી ચરીને મારું પેટ ભરાઇ ગયું,
હવે વધુ ન ચરાય.
હવે જરાકે ચારો ખાઉં તો પછી
ઘેર નહિ જ જવાય."

શમો રાજી થઈ બકરીને ઘેર લાવ્યો.

પ્રેમજીની ખાત્રી હતી કે શમો તો જરૂર બકરી બરાબર ચરાવી લાવ્યો હશે જ. તેણે શમાને પૂછીને તેની ખાત્રી પણ કરી લીધી.

પછી પ્રેમજી બકરીને પૂછે: "કેમ બકરી ? આજ તો બરાબર ચરી છે ને ? કાંઇ ભૂખી તો નથી ?"

બકરી બોલી:

"શું રે કરૂં ને હું શું રે ચરૂં,
ત્યાં ઉડે જ ફૂકકંફૂકકા,
ભુખે દુઃખે મારૂં પેટડું ને,
ખાલી એ ચકકંચકકા !"

અને પછી તો પ્રેમજી ભાઇના મિજાજનું ભલું પૂછવું. ત્રણ ત્રણ દહાડાથી એની લાડકી બકરી ભૂખે મરે એ તે કાંઇ વાત છે ? એણે તો રીસમાં ને રીસમાં શમાને ધડ લઇને છુટી કાતર મારી. રીલોની રીલો ધબાધબ ઠોકી. છેવટે ગજ લઈ શમાને વાંસે સારી રીતે સબોડયો. બિચારો શમો ગભરાઇને ત્રાસનો માર્યો ત્યાંથી જીવ લઇને નાઠો.

નાઠો તે નાઠો. પાછો આવ્યો જ નહિ. બિચારો બાપના ત્રાસથી ગામ છોડીને ભાગી ગયો.

[૪]

ચોથા દહાડાની સવાર પડી. પ્રેમજી દરજીએ કપડાં પહેરી બકરીને સાથે લીધી. પાણી દરવાજા બહાર તળાવડીની નજીક લીલી હરિયાળી કુળી ઘાસ ને ઝાડપાન હતાં ત્યાં બકરીને લઈ ગયો.

બકરી ખૂબ મોજથી ખાવા લાગી. આખો દહાડો નિરાંતે ચરી. તળાવડીનું મીઠું કંચન જેવું પાણી પેટ ભરીને પીધું.

સાંજ પડી. પંખીઓ પોતાના માળામાં પાછાં ફરવા લાગ્યાં. ઢોર માલિકના ઘર તરફ જવા લાગ્યાં. સીમ સુનીસુની થવા લાગી. વનવાગળાં, ચામાચીડીયાં ને ઘુવડ ઉડવાની તૈયારી કરવા લાગ્યાં. પહેલી રાતના અંધારાના ઓળા જમીન ઉપર પથરાવા લાગ્યા.

પ્રેમજી પૂછે: "બકરી ? દીકરી, ભૂખી તો નથી ? હજુ ચરવું છે, માડી ?"

બકરી:

"ચરો ચરી ને મારૂં પેટ ભરાઈ ગયું,
હવે વધુ ન ચરાય;
હવે જરાકે ચારો ખાઉં તો પછી
ઘેર નહિ જ જવાય."

પ્રેમજી તો રાજીના રેડ થઇ ગયો. બકરીને ઘેર લઇ ગયો. પોતે આનંદથી ખાઈપી લીધું. દીકરાઓ વગરનું ઘર સુનું સુનું લાગતું હતું. પણ બકરી બરાબર ચરી તેથી મન વાળતો હતો.

જમી પરવારીને પ્રેમજીએ પૂછ્યું. "બકરીબાઇ, બરાબર ચર્યાં છો ને? ભૂખ્યાં તો નથી ને?"

બકરી લલકારીને બોલી:

"શું રે કરૂં ને હું શું રે ચરૂં,
ત્યાં ઉડે જ ફકકંફકકા,
ભુખે દુ:ખે મારૂં પેટડું ને,
ખાલી એ ધકકંધકકા!"

પ્રેમજી દરજી તો હાય ખાઈ ગયો. બકરીની હરામખોરી તે પુરેપુરી સમજી ગયો. એ નીમકહરામ પ્રાણીએ વિના કારણ ગરીબ ગાય જેવા ત્રણ ત્રણ દીકરાને ઘર ને ગામ તજાવ્યાં હતાં. ઘરડે ઘડપણ પેટના દીકરાઓની સાથે વિજોગ કરાવ્યો હતો.

"ઉભી રહે, હરામખોર, તારી બરાબર વલે કરૂં છું." પ્રેમજી તો એમ બોલી ને મોતી ભગતને ઘેર ઉપડયો.

"ભગત, તમારો અસ્ત્રો જરા આપો ને?"

હજામે અસ્રો આપ્યો.

પ્રેમજીએ ઘેર આવી બકરીના કપાળને પલાળ્યું.

અને પછી તો ચરડ ચરડ ચરડ. અસ્રો ઉપર નીચે ફેરવી કપાળના વાળ મુડી નાખ્યા. ચુનાનો ને મરચાંની ભુકીનો કપાળે લેપ કર્યો.

દાંત પીસીને પ્રેમજી કહે: "તારે માટે ગજ વાપરૂં તે તો બહુ ઓછો કહેવાય. જરાક ઉભી રહેજે."

એમ કહી વળી પાછો પ્રેમજી બહાર ગયો. નાનકા ઘોડાવાળાને તબેલે પહોંચ્યો.

"નાનકાભાઈ, એ નાનકાભાઈ, જરાક તમારા ઘોડાનો ચાબુક આપો ને. હમણાં પાછો આપી જાઉં છું."

ચાબુક લઈ પ્રેમજી ઘેર ગયો.

અને પછી તો ફડાક ! ફડાક ! સડાક ! ધડાક ! ધડાક ! દે માર.

બકરીના શરીરે સોળેસોળ ઉઠયા. બેંએંએંએં–બેંએંએંએં કરી ચીસો પાડતી જ જાય. ને પ્રેમજી ધડાધડ ઠોકતો જ જાય. ચાર ચાર દહાડાની દાઝ એમ ને એમ હોલવાય ?

છેવટે મારી મારીને હાથ દુઃખ્યા. ચાબખો તુટી ગયો. પ્રેમજીએ બકરીને બાંધેલું દોરડું છોડી નાખ્યું. બારણાની ભૂંગળ કાઢી બકરીના વાંસામાં દસપંદર લગાવી તેને ઘરમાંથી હાંકી મૂકી. બકરી ચીસો મારતી મારતી ઘર છોડીને ભાગી.

[ ૫ ]

દરજીને દીકરા વગરનું સુનું ઘર કરડવા ધાતું હતું. છોકરાઓની ક્યાંથી પણ ભાળ મળે તો સારૂ એમ એને લાગ્યા કરતું હતું. પણ છોકરાઓ તો દૂર દૂર જતા રહ્યા હતા.

શીવલો ગયો ગયો તે એક ગામમાં ગયો. ત્યાં એક હોંશિયાર સુથારને ત્યાં નોકરીએ રહ્યો. વરસ દહાડા સુધીમાં તો તે જાત જાતનું ને ભાતભાતનું સુથારી કામ શીખ્યો. છેવટે, બાપનો ગુસ્સો હવે ઉતરી ગયો હશે એમ જાણી તેણે ઘેર જવાની રજા માંગી.

સુથાર કહેઃ " શીવલા, તારી નમનતાઇથી ને પ્રમાણીકપણાથી હું બહુ રાજી થયો છું. હું તને આ પાટલો બક્ષિસ આપું છું તે લેતો જા. જ્યારે તને જમવાની ઇચ્છા થાય ત્યારે તારે શું ભોજનની ઇચ્છા છે તે પાટલાને કહેવું. તરત બધી ચીજો હાજર થઈ જશે."

શીવલો તો રાજી રાજી થઈ ગયો. પાટલો લઇને ચાલી નીકળ્યો.

રસ્તામાં ચાલતાં ચાલતાં બપોર થયા. શીવલાને કકડીને ભૂખ લાગી. એક વાવને કાંઠે તેણે પાટલો મૂકયો. ધીમે રહીને બોલ્યોઃ

"પાટલાભાઈ ! બાપુ ! ઉની ઉની ખીચડી, કમરખનું શાક, તાજી મીઠી છાશ, એક વાટકો દહીં ને કેરીનું અથાણું આવવા દો !"

જોતજોતામાં તો પાટલા ઉપર હીરામાણેક જડેલો સોનાનો થાળ હાજર થઇ ગયો. ગરમાગરમ ખીચડીનો ઢગલો, ને અંદર ઘી તો બધું તર્યા કરે ! એક મોટા સોનાના છાલીયામાં છાશ ને રૂપાના છાલીયામાં મીઠું દરાખ જેવું મોળું દહીં. એક રત્નજડિત રકાબીમાં કરમરખનું ખાટું મીઠું શાક ને બીજી રકાબીમાં કેરીનાં જાતજાતનાં અથાણાં !

શીવાભાઇ તો રાજાના રેડ થઇ ગયા. સબડાક સબડાક. ધરાઈ ધરાઇને ખાધું. વાવનું મીઠું પાણી પીધું. પાછો પાટલો માર્યો બગલમાં ને ચાલ્યા આગળ.

પછી તો જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે પાટલાભાઇની પાસે શીવલો જોઇએ એ માગી લે. ખાજાં, ઘેબર, કચોરી, પુરી, સુતરફેણી, ભજીયાં, રાયતું, પાપડ, પાપડી, સેવ, રાયતાં, સંભારીયાં, કચુંબર, ચટણી,–બસ, જે જોઈએ તે જોતજોતામાં હાજર થઇ જાય.

છેવટે ઘર તરફ જતાં જતાં એક ઠગપાટણ નામનું શહેર આવ્યું. ત્યાં એક વીશીવાળાને ત્યાં શીવલાએ મુકામ કર્યો.

એક શેઠ જાત્રાએ જતા હતા. તેમણે પણ વીશીમાં મુકામ કર્યો હતો. શેઠ ભલા હતા. શીવલાને કહેઃ "અલ્યા દૂરથી આવે છે? થાક લાગ્યો હશે. હમણાં બ્રાહ્મણીયા રસોઇ તૈયાર થઈ જશે. જમવા બેસી જજે."

શીવલો કહેઃ "શેઠસાહેબ, હું તમને સાને હમણાં જ જમાડું. કહો આપને શું જમવાની ઇચ્છા છે?"

શેઠાણી હસતી હસતી બોલીઃ "બહુ તાપ પડે છે તે બિચારાના મગજમાં તડ પડી લાગે છે! જો ને, આપણને ખવડાવવા નીકળ્યો છે."

શીવલો કહેઃ "ના બા; બસ, તમે કહો એ જમાડું ત્યારે ખરો. જો ખોટો પડું તો ખાસડે ખાસડે મારજો."

શેઠાણીને શીવલાને બનાવવાનું મન થયું. તે કહેઃ "અમે તો સ્હેજે ત્રીસ પાંત્રીસ માણસો છીએ. તું શું ખવાડવાનો હતો?"

"તમે કહો તે જમાડું."

"ત્યારે લાવ બરફી, પેંડા, ઘેબર, કોપરાપાક, મેસુર, માવો, મગજની ઘારી, કઢેલું દુધ, બાસુદી, બત્રીસ જાતનાં શાક, તેત્રીસ જાતના રાયતાં, ચોત્રીસ જાતની ચટણીઓ, ને ઉનાં ઉનાં કઢીભાત."

દરજી પાટલાને કહેઃ "પાટલાભાઈ, પાટલાભાઇ, શેઠાણીબા બોલ્યાં એટલી ચીજો પચાસ માણુસ જેટલી હાજર થઈ જવા દો."

ત્યાં તો તરત જ મોટો સોનાનો ટાટ ઉપરની બધી વાની- ઓથી છલાછલ ભરેલો પાટલા ઉપર હાજર થઈ જ ગયો! એટલું નહિ પણ એની મેળે અધર ઉડીને શેઠાણી પાસે જઇને ધીમે રહીને જમીનપર ગોઠવાઇ ગયો. પાટલાપર પાછી નજર કરે તો બીજો ટાટ તૈયાર. તે ઉડીને શેઠની પાસે ગયો. એમ જરા વારમાં તો વીશીનાં નાનાં મોટાં સૌ કોઇની પાસે પકવાનથી છલાછલ ભરેલા ટાટ હાજર થઇ ગયા.

શેઠાણીએ રસોઈ ચાખવા માંડી. અમૃત સરખો સ્વાદ. શેઠા- ણીના મગજમાં ફાંકો હતો કે હું તો માંગરોળની. મારા જેવી રસોઇ તો કોઇને આવડે જ નહિ. પણ આજની રસોઈ ચાખતાં જ તેનો ગર્વ ગળી ગયો. શેઠના મગજમાં ખુમારી હતી કે આટલા બધાંનું પોષણ તો હું જ એકલો કરી શકું. બીજો કોણ બધાને પાળે? એ મિજાજ પણ ઉતરી ગયો. શેઠે કે તેના બાપદાદાએ જીંદગીભરમાં આવી રસોઇ કદી ચાખેલી નહિ. પછી માણસોને તે કયાંથી ખવડાવે?

બધાં રાજીરાજી થઇ ગયાં. શીવલાનો ઘણો ઘણો પાડ માન્યો. જમી પરવારી શેઠ પોતાના રસાલા સાથે રસ્તે પડયા.

આ બાજુ વીશીવાળો બદમાશ હતો. ઠગપાટણના લોકો તો બધા ઠગ જ હોય ને? એણે નકકી કર્યું કે લાગ જોઈને આ ચમત્કારી પાટલો લઈ લઇએ તો જીંદગીની મહેનત મટી જાય.

રાતના શીવલો ઉંઘી ગયો એટલે લાગ સાધી વીશીવાળાએ શીવલાના પાટલા જેવો સાદો પાટલો તેની પાસે મૂકી દીધો ને પેલો ચમત્કારી પાટલો ચોરી લઈ સંતાડી દીધો!

શીવલાને બિચારાને વીશીવાળાના કપટની ખબર નહિ. એ તો સવારે પૈસા ચુકવી પાટલો બગલમાં મારી પોતાને ગામ જવા નીકળ્યો.

બપોરની વેળા થઈ એટલે શીવલો બાપના ઘર આગળ આવી પહોંચ્યો. પ્રેમજી તો દીકરાને આવેલો જોઈ ખુબ રાજી થયો. તેને બેસાડી ખબરઅંતર પૂછી. તેના હાથમાં પાટલો જોઈ પ્રેમજી પૂછેઃ "અલ્યા શીવલા, આ પાટલો કયાંથી ઉપાડી લાવ્યો ?"

"એ જ ખુબી છે ને. તમે આજે નાતે નોંતરાં ફેરવો. બધાને સકુટુંબ સપરિવાર, સાજન માજન ને મિત્રમંડળ મેમાન વગેરે સાથે સાંજે છ વાગે જમવા બોલાવો. આપણે એમને આજે પેટ ભરીને જમાડીશું."

"અલ્યા, પણ રસોઇ પાણી વગર શું ધુમાડો જમાડીશું ?"

"આ પાટલાની કરામત જ એ છે. બસ, બોલતા બોલતામાં તો જોઇએ એ રસોઈ તૈયાર થઈ જશે. તમે તમારે બધાને જમવા તેડો."

પ્રેમજી દરજીના નામનાં નાતે નોંતરાં ફર્યાં.

સાંજ પડી. આખી દરજીની નાત જમવાને એકઠી થઇ ગઈ. સારાં સારાં લુગડાં ને ઘરેણાં પહેરીને દરજણો બાળકોને લઈને આવી પહોંચી હતી. બધાં હારબંધ જમવા બેસી ગયાં.

પ્રેમજી શીવલાને કહેઃ "હવે રસોઇ કાઢ."

શીવલાભાઇએ પાટલાને કહ્યુંઃ "પાટલાભાઇ, પાટલાભાઇ, આખી ન્યાત જમે એટલી થાળીઓ જોઇએ."

પણ પાટલાભાઈનું રૂંવાડું શાનું ફરકે ?

શીવલાએ ઘણી વાર પાટલાને સાદ કર્યા. પણ એ પાટલો કાંઇ ચમત્કારી નહોતો કે રસોઈ નીકળે.

આખી નાતમાં હો–હો થઈ રહી. પ્રેમજીની ફજેતીની તો વાત કહી ન જાય. શીવલો તો ધરતી માગ આપે તો અંદર ગરી જાય એવો થઇ ગયો. તે સમજી ગયો કે ઠગપાટણના દગાબાજ વીશીવાળાએ પાટલો બદલી લીધો.

હવે શું થાય ? એ બિચારો ઘર છોડીને જતો રહ્યો. ગામમાં એક જાણીતો સુથાર હતો તેને ત્યાં નોકરીએ રહ્યો. નાતના લોકો પ્રેમજી દરજીના નામનો હુરીયો બોલાવતા બોલાવતા ઘેર ગયા.

[૬]

આ બાજુ બીજો છોકરો એક ગામમાં કુંભારને ઘેર ચાકરીએ રહ્યો હતો. ત્યાં શો વખત રૂડી રીતે ચાકરી કરી એટલે કુંભાર રાજી થયો. જ્યારે શોભો કુંભારની રજા લઈ જવા નીકળ્યો ત્યારે કુંભારે તેને વિદાયગીરીમાં એક ગધેડો આપ્યો.

કુંભાર બોલ્યોઃ "જો શભા, આ ગધેડો બહુ કામનો છે. એના પર બોજો ન લાદીશ. એના પર બેસીશ નહિ."

શભો કહેઃ "ત્યારે એ ગધેડો શું કામ લાગશે ?"

"એ જ ખુબી છે ને. એ ગધેડાના મ્હોંએ એક કોથળી બાંધવી. પછી

ૐ લંબકર્ણાય નમઃ
ૐ લંબકર્ણાય નમઃ
ૐ લંબકર્ણાય નમઃ

એમ ત્રણ વેળા બોલવું. બસ, ગધેડાના મ્હોંમાંથી સોનામહોરો ગરશે ને કોથળી છલાછલ ભરાઈ જશે. જ્યારે ઇચ્છા થાય ત્યારે કોથળી ભરવી."

શબો તો ખૂબ રાજી થઈ ગયો. કુંભારનો ઘણોઘણો પાડ માની એ તો વિદાય થયો.

બહુ બહુ દેશમાં શબાએ મુસાફરી કરી. એને હવે ક્યાં પૈસાની ભીડ પડે એમ હતું ? આખરે ઘણા મુલકોમાં ફર્યાબાદ તેને ઘર સાંભર્યું. હવે બાપા બકરીની વઢવાડની વાત ભુલી ગયા હશે એમ તેની ખાત્રી થઈ. તે ગધેડો લઈને પોતાને ગામ જવા નીકળ્યો.

કરમસંજોગે બન્યું એવું કે તે પણ ઠગપાટણની જ ભાગોળે આવી લાગ્યો. પેલો જ લુચ્ચો વીશીવાળો તેને નશિબે મળ્યો. વીશીવાળાએ હેતથી તેને પોતાના ઘરમાં લીધો.

પણ શબો કહેઃ "પહેલાં મારા હાથે જ મને તમારા વાડામાં જઇને ગધેડો બાંધી આવવા દો. પછી બીજી બધી વાત."

વીશીવાળાને મનમાં વ્હેમ પડ્યો કે માનો ન માનો પણ આ ગધેડામાં કાંઇક કરામત છે ખરી.

શબો શું કરે છે તે છુપી રીતે તે જોવા લાગ્યો.

વાડામાં એક એકાંત જગાએ શબાએ ગધેડાને બાંધ્યો. પછી એક મોટી કોથળી તેના મ્હોંએ બાંધી. '**ૐ લંબકર્ણાય નમઃ.**' એમ ત્રણ વખત કહેતાની સાથે તો સોનામહોરોથી આખી કોથળી ભરાઇ ગઈ.

વીશીવાળો તો અજાયબીથી આભો બની ગયો.

બપોરે ખાઇપી શબો આરામ લેતો હતો તે તકનો લાભ લઇ વીશીવાળો પેલા કરામતી ગધેડાના જેવો બીજો એક ગધેડો લઈ આવ્યો. કરામતી ગધેડાને દોરી લઇ બીજી એક છુપી જગાએ સંતાડી દીધો. બનાવટી ગધેડો તેની જગાએ બાંધી દીધો.

નમતા પહોર થયા એટલે શબો બનાવટી ગધેડો લઈ રસ્તે પડ્યો.

રાતના પોતાના ગામમાં આવી પહોંચ્યો. બાપાને નમસ્કાર કર્યા. બાપાએ છાતી સાથે ચાંપ્યો.

ત્યાં તો દરજીએ શબાની સાથે ગધેડાને જોયો.

દરજી પૂછેઃ "શબા, દરજીને ઘેર તે ગધેડો હોય? એ શું કરવા લાવ્યો?"

"આ ગધેડો તો મોટો નાણાંવટી છે! તમે બધાં પાડોશીઓને બોલાવો. પછી એની કરામત હું તમને બતાવું. કોથળે કોથળા સોના મ્હોરો તમે તમારે એકઠી કર્યે જ જજો."

પ્રેમજીભાઈ તો હરખમાં ને હરખમાં દોડ્યા. આજુબાજુના પાડોશીઓને એકઠા કર્યા.

"શબા, હવે ગધેડાનો પરચો બતાવ."

શબાએ એક મોટી કોથળી ગધેડાના મ્હોંએ બાંધી. 'ૐ લંબકર્ણાય નમઃ' એમ ત્રણ વખત બોલ્યો. પણ ગધેડાને શું? એક કાંકરોય કોથળીમાં ન ગર્યો!

મંત્ર ભણી ભણીને શબાનો ઘાંટો દુઃખી ગયો. પણ એ ગધેડા તો બનાવટી હતો. તે સોનામહોરો ક્યાંથી આપે?

બિચારા શબાની ને પ્રેમજીની મશ્કરી કરતાં પાડોશીઓ હસતા હસતા વેરાઇ ગયા.

શબો પણ શરમનો માર્યો રાતોરાત ત્યાંથી જતો રહ્યો. ગામમાં એક જાણીતો કુંભાર હતો તેને ત્યાં જઇ ચાકરીએ રહ્યો. એની બિચારાના ખાત્રી થઇ ગઇ કે બદમાસ વીશીવાળાએ ગધેડો બદલી લીધો હતો.

[૭]

હવે આપણે શમાની ખબર લઇએ. શમો એક લવારને ઘેર ચાકરીએ રહ્યો હતો. લવારી કામ શીખવામાં તો વાર બહુ થાય. બેએક વરસ વીત્યાં ત્યારે શમાને બધું કામ આવડી ગયું. પોતાના માલીકની રજા લઈ તે ઘેર જવા નીકળ્યો.

લવાર કહેઃ "શમા, મારી પાસે તને વિદાયગીરીમાં આપવા જેવું બીજું તો કાંઇ નથી. આ કોથળી ને એક લોઢાનો સળીયો છે તે લેતો જા. કામ લાગશે."

"કોથળી લઈ જાઉં છું. સામાન ભરવા કામ લાગશે. પણ આ મોટા સળીયાને શું કરૂં? નાહક ભાર ઉંચકીને આંટો નીકળી જાય." શમો બોલ્યો.

લવાર કહેઃ "એ સળીયો જેવો તેવો નથી. તું એમ કહીશ કે 'સળીયા, સળીયા, બહાર નીકળ. સળીયા સળીયા દે માર.'

એટલે જેને તારે મારવો હશે તેને સળીયો બરાબર ખોખરો કરી નાખશે. પછી તું કહેજે કે સળીયા, સળીયા, પાછો આવ. એટલે તરત સળીયો પાછો કોથળીમાં આવતો રહેશે."

લવારનો પાડ માની કોથળી ને સળીયો લઈ શમો ઘેર આવવા નીકળ્યો. થોડે દહાડે તે પોતાના ગામની ભાગોળ આગળ આવી પહોંચ્યો. સારે નશિબે તે ઠગપાટણમાં રોકાયો ન હતો, એટલે તેનો સળીયો ને કોથળી સલામત હતાં.

ગામની ભાગોળ નજીક કુંભારને ઘેર શબો કામ કરતો હતો. તેણે શમાને જોયો. બંને ભાઇ મળ્યા, ભેટ્યા, ને સુખદુઃખની વાતો કરી. શબાએ પોતે ને શીવલો ઠગપાટણમાં કેમ છેતરાયા હતા તેની વાત કહી.

શમો કહે: "ઠીક છે. હું ગામમાં જતો જ નથી. આજ ને આજ ઠગપાટણ જઉં ને એ પાટલો ને ગધેડો લઇ આવું પછી જ ગામમાં પેસું."

* * * *

ઠગપાટણમાં પેલા જ વીશીવાળાને ત્યાં શમો આવી પહોંચ્યો.

વાત પરથી વાત નીકળતાં શમાએ પોતે મુસાફરીમાં જોયલી અનેક નવાઇભરેલી ચીજોનું વર્ણન કર્યું.

વીશીવાળો બડાઇ મારીને બોલ્યો: "પણ મારી પાસે તો એક નવાઇ જેવો પાટલો ને નાણુંવડી ગધેડો છે. એવી નવાઇ કયાં ય ભાળી છે?"

"મારી પાસે આ ચમત્કારી લાકડી છે તેની અગાળ તમારી નવાઇ શું વિસાતમાં છે?

વીશીવાળાના મનમાં કે પાછો આ સરસ લાગ આવ્યો છે. તે કહેઃ "મને તમારી લાકડીનો ચમત્કાર બતાવો જોઈએ ?"

"હા, શા માટે નહિ. બરાબર ચમત્કાર બતાવું છું."

શમાએ કોથળીમાંથી સળીયો બહાર કાઢયો. "સળીયા, સળીયા બહાર નીકળ. સળીયા, સળીયા, દે માર !" એમ બોલ્યો ત્યાં તો સળીયો કુદતોકને વીશીવાળાને ચોંટયો.

ધડાધડ ! ફડાફડ ! વાંસામાં ને માથામાં, હાથમાં ને પગમાં, કોણીમાં ને ઢીંચણમાં, ગરદનમાં ને સાથળમાં, એટલા તો જોરથી સળીયો ઠોકાવા લાગ્યો કે વીશીવાળાના બાર વાગી ગયા. ચીસો ઉપર ચીસો નાખે. હાથ જોડીને તે વીનવેઃ "ભાઇશાબ, તમારી ગાય છું. સળીયો પાછો બોલાવી લો, માબાપ. માગો તે આપું, પણ આ માર તો હવે નથી સહેવાતો. હમણાં જ મરી જઇશ."

શમો ગુસ્સે થઇને કહેઃ "હરામખોર, પેલો ચમત્કારી પાટલો તારા બાપનો હતો કે ? ગધેડો બદલી લેતી વેળા જરાકે વિચાર કર્યો હતો કે ? માટે હવે તો સળીયા, દે માર. જોરથી માર !"

અને એમ બોલતામાં તો સળીયો ઉછળી ઉછળીને ધડાધડ વીશીવાળાની ફરીથી જોરથી ખબર લેવા લાગ્યો.

ખૂબ વાર બોખરો થયા પછી વીશીવાળો કહેઃ " ભાઇશાબ અત્તરઘડી પાટલો ને ગધેડો લાવી દઉં છું. તું મારીશ મા."

શમો કહેઃ "સળીયા, સળીયા, થોભજે જરા. "

ત્યાં તો સળીયો વીશીવાળાની ગરદને ચોંટી ગયો !

વીશીવાળાએ પોતાનાં માણસો પાસે પેલો ચમત્કારી પાટલો ને ગધેડો મંગાવી આપ્યાં. શમાએ ખાત્રી કરી જોઈ કે તે ખરેખરાં જ હતાં. પછી તેણે સળીયાને કહ્યું: "સળીયા, સળીયા, પાછો આવ."

તરત જ સળીયો આવીને કોથળીમાં ભરાઇ ગયો.

પાટલો, ગધેડો ને સળીયાની કોથળી લઈ શમો બાપને ઘેર આવી પહોંચ્યો. બાપને બધી વાત કરી. નાતનાં માણસોને ફરીથી એકઠાં કર્યાં. તેમને ભાતભાતનાં ભોજન જમાડી રાજી કર્યાં. મનગમતી સોનામહોરો મુઠીએ મુઠીઓ ભરીને આપી.

પ્રેમજીએ પોતાના મોટા બે દીકરાઓને પણ ઘેર બોલાવી લીધા. પોતાની સોય ને દોરો, ગજ ને કાતર, બધું પ્રેમજીએ તો અભરાઈ ઉપર ચડાવી દીધું. જોઇએ એટલું ખાવાનું ને વાપરવાં હોય એટલાં નાણાં વગર મહેનતે મળે પછી શું કામ દરજીનો ધંધો કરે? દરજી ને તેના દીકરા ખાઈ પીને મજા કરવા લાગ્યા.

[૮]

પણ પ્રેમજીએ માથું મુડી કાઢી મૂકેલી પેલી બકરીનું શું થયું એ તમે જાણો છો? એનું માથું મુડી નાખેલું તેથી એને જોઇ ને આખું ગામ હસતું હતું. આથી શરમની મારી તે ગામ છોડી વગડામાં નાસી ગઇ. વગડામાં એક શિયાળની બોડ હતી. શિયાળ બહાર ભટકવા ગયું હતું તે લાગ જોઈ બકરી તેની બોડમાં ભરાઇ ગઈ.

સાંજ પડી ને શિયાળ પાછું આવ્યું. બોડમાં અંધારૂં ઘોર. અંદર બકરીબાઇ બોલ્યાચાલ્યા વગરનાં બેઠેલાં. તેની બંને આંખો અંધારામાં તગતગ તગતગે.

શિયાળ ખૂબ બ્હીન્યો. એને લાગ્યું કે બોડમાં કોઇ વિકરાળ ભયંકર જાનવર આવી ચડયું છે. તે તો જીવ લઇને નાઠો.

રસ્તામાં રીંછ મળ્યું.

રીંછ પૂછે: "શિયાળભાઈ, આટલી બધી દોડાદોડી શા માટે?"

"વાત કહેવા જેવી નથી. મારી બોડમાં એક બહુ ભયંકર વિકરાળ જનાવર આવીને ભરાયું છે."

"ચાલો મારી સાથે. હું એની ખબર લઈશ."

રીંછ ને શિયાળ બંને બોડ આગળ ગયા. હવે તો અંધારૂં પુરેપુરૂં થવા આવ્યું હતું. રીંછે જ્યાં અંદર નજર કરી ત્યાં તો બકરીબાઈના ડોળા તગતગે. રીંછ પણ ગભરાયું ને નાઠું. આગળ રીંછ ને પાછળ શિયાળ. બંને જાય નાઠા.

રસ્તામાં એક મધમાખી મળી. તેણે પૂછ્યું: "રીંછભાઈ, કેમ ભાગ્યા? શું છે?"

"વાત કરવા જેવી નથી. આ શિયાળની બોડમાં એક ખૂબ જબરૂં ભયંકર જનાવર આવી ભરાયું છે. ભારે આફત આવી છે."

"રીંછભાઈ, હું કાંઈ જોરાવર નથી. છતાં મને ત્યાં લઈ જાઓ. મારાથી બનશે તો મદદ કરીશ."

રીંછને હિંમત આવી. બંને જણા મધમાખીને તેડી શિયાળની બોડમાં ગયા. મધમાખીએ બકરીના ડોળા તગતગતા જોયા. તે તો પેઠી અંદર. બકરીના વાળ વગરના માથા ઉપર એવા તો જોરથી ચટકા ભર્યા કે બકરીબાઈ ખૂબ ગભરાયાં.

થોડી વારમાં દુ:ખ બહુ વધી પડ્યું. બકરીબાઈએ મારી ફલાંગ. ધડ લઈને નીકળ્યાં બહાર ને થઈ ગયાં પલાયન.

રીંછ કહે: "અરે તારીની, આ તો બકરીબાઈ હતાં!"

ત્યાંથી બકરી નાઠી એ નાઠી. ક્યાં ગઈ ને શું થયું એની મને ખબર પડી નથી.

---

# પુષ્પમાલા

"રહે ને જ્વાલા, જવાય છે હવે? શું ઉતાવળ છે?" કોટવાળની સ્ત્રીનો હેતથી હાથ તાણતાં રાણીજી બોલ્યાં.

રાણીજીને કોટવાળની સ્ત્રી સાથે બ્હેનપણાં હતાં. એવાં તો બ્હેનપણાં કે એક બીજાને રોજ કલાકોના કલાકો મળ્યા વગર ચેન ન પડે.

રાણીજીનું નામ રંભા. કોટવાળની પત્નીનું નામ જ્વાલા.

જ્વાલા બોલી—"રાણીજી, સાંજ પડી ગઈ છે. રાજાજી આવવાની તૈયારીમાં હશે. એમની સાથે તમારા ભાઈ (કોટવાળ) પણ આવતા હશે. હવે મને જવા દો."

રાણીજી બોલ્યાં: "જા ત્યારે. હું, પણ જરા થોભ."

રાણીના મનમાં એક વિચિત્ર તરંગ આવ્યો.

"જ્વાલા! આપણે એક કામ કરીએ. હાલ આપણે બંને ગર્ભવતી છીએ. તું વચન આપ કે તારે જે સંતાન થાય તેનાં લગ્ન તું મારે જે સંતાન થાય તેની સાથે કરીશ."

"પણ મને છોકરો થાય ને તમને પણ છોકરો થાય તો?"

"બંનેને છોકરો અથવા છોકરી આવે તો આપણી બોલી રદ્દ. તારે છોકરી આવે તો તે મારા છોકરા સાથે પરણાવવી. જો મારે ત્યાં છોકરી આવશે તો હું તારા છોકરા સાથે પરણાવીશ!"

"પણ રાણીજી! તમે અમારાં માલિક. અમે તમારાં નોકર. કદિ આવી સરત તે થઇ સાંભળી છે?"

"કાંઇ નહિ. હું રાજાને સમજાવી લઇશ. તું વચન આપ."

"લો, વચન."

રાણી કહે: "આ કાગળ લઇ જા."

એમ બોલી રાણીએ એક કાગળ લખ્યો.

એમાં લખ્યું કે,—"જો મને છોકરી અથવા છોકરો થશે તો હું તેનાં લગ્ન જ્વાલાના છોકરા અથવા છોકરીની સાથે કરીશ. જો મને ને જ્વાલાને બંનેને છોકરા આવે અથવા છોકરી આવે તો આ કરાર રદ છે."

એમ બોલી રાણીએ તો તળે પોતાની સહી કરી. જ્વાલાની પાસે પણ સાક્ષી કરાવી. કાગળ લઇ જ્વાલા રાણીના આ અજબ તરંગપર મનમાં ને મનમાં હસતી હસતી ત્યાંથી ગઇ.

(૨)

આ બાજુ જંગલમાં રાજા એક હરણની પાછળ પડયો હતો. ત્યાં નજીકની ઝાડીમાંથી એક જંગી વાઘે તાકીને રાજાની ઉપર તરાપ મારી. રાજા ઘોડા ઉપરથી નીચે ગબડી પડયો. વાઘે રાજાને ગળચીમાંથી પકડયો. રાજાના રામ રમી જવાની તૈયારી થઇ ગઈ.

એ જ અરસામાં સનનનનન કરતું એક તીર પાછળથી આવ્યું. વાઘના શરિરને આરપાર વીંધી નીકળી ગયું. વાઘ તમ્મર ખાઇ ઢળી પડયો. રાજા બચી ગયો.

રાજાને બચાવનાર કોણ? રાજાનો વ્હાલો ને વફાદાર મિત્ર કોટવાળ.

રાજા બહુ રાજી થયો. એક તો કોટવાળ તેનો ખાસ માનીતો હતો. વળી રાણી કોટવાળની સ્ત્રીની ખાસ બ્હેનપણી હતી. તેમાં આજે રાજાને કોટવાળે મરતો બચાવ્યો.

રાજા બોલ્યો: "તારા ઉપર હું બહુ રાજી થયો છું. તને હું મારા સરખા દરજ્જાનો બનાવીશ ત્યારે જ મને આનંદ થશે. જા, હું તને વચન આપું છું કે મારી રાણીને જો છોકરો થશે તો તારી સ્ત્રીને છોકરી થશે તેની સાથે પરણાવીશ અને જો તારી સ્ત્રીને છોકરો થાય તો તું મારી રાણીને છોકરી થાય તેની સાથે તેને પરણાવજે."

કોટવાળ આ સાંભળીને હસવા લાગ્યો.

રાજાને માઠું લાગ્યું. તે કહે: "કેમ હસ્યો, કોટવાળ?"

"મહારાજ, અત્યારે ઉત્સાહના આવેશમાં આપ ગમે તેમ બોલો. બાકી આવો સંબંધ તે કદિ થતો હશે?"

રાજા કહે: "હું લખી આપું છું."

રાજાએ જંગલમાંથી એક સુકું તાડપત્ર શોધી કાઢી તે ઉપર લખી આપ્યું.

કોટવાળે તાડપત્ર પોતાની પાસે રાખ્યું.

(૩)

પુરા માસે રાણીને રૂપરૂપના અંબાર સરખી એક પુત્રી અવતરી.

કોટવાળની સ્ત્રીને પુરે માસે પુનમના ચાંદાના તેજને પણ ઝાંખપ લગાડે એવા રૂપવાળો એક પુત્ર અવતર્યો.

* * * *

એ વાતને પંદર વર્ષ વીતી ગયાં.

રાજા રાણી તેમ જ કોટવાળ તથા તેની સ્ત્રી પેલી પ્રતિજ્ઞાની વાત ગળી ગયાં હતાં. રાજાને હસવું આવતું હતું કે જુવાનીમાં મેં કેવું નાદાન વચન કોટવાળને આપ્યું હતું ? રાણી મનમાં શરમાતી કે હું રાણી જેવી રાણી થઇને કોટવાળના દીકરા સાથે તે મારી કુંવરી કેમ પરણાવવા તૈયાર થઇ હઈશ?

રાજકન્યાને રાજમહેલની પાઠશાળામાં ભણવા મૂકી હતી. કોટવાળ રાજાનો માનીતો હતો, એટલે તેનો પુત્ર પણ એ જ પાઠશાળામાં ભણતો હતો. રાજકન્યાનું નામ હતું પુષ્પમાલા. છોકરાનું નામ હતું પુષ્પશીલ. બંને સરખી ઉંમરનાં, એટલે એક બીજા પ્રત્યે મમતા તો ખરી જ.

એક વેળા કુંવરીની કલમ પડી ગઇ. પુષ્પશીલે તે લઇને કુંવરીને આપી.

કુંવરીએ હસીને તેનો આભાર માન્યો. પુષ્પશીલ ખુશખુશ થઈ ગયો.

બીજે દિવસે તેમ બન્યું.

ત્રીજે દિવસે પણ તેમ જ બન્યું.

ચોથો, પાંચમો, છઠ્ઠો ને સાતમો દિવસ પણ એ જ રીતે ગયો.

આઠમા દિવસે પાછી કુંવરીની કલમ સરકી ગઇ.

પુષ્પશીલ આજે ચીડાયલો હતો. પુષ્પમાળા જાણી જોઇને કલમ નાખી દે છે એમ તે સમજ્યો તેણે કલમ આપી નહિ.

પુષ્પમાલાનું મ્હોં રડું રડું થઈ રહ્યું. તે નીચી વળી. પોતાના હાથે કલમ લઈ લીધી. આંસુનું એક ટીપું પુષ્પશીલના શરિરપર પડયું. તેનું હૈયું વલોવાઇ ગયું.

સાંજ પડી. પુષ્પશીલ ઉઠવા જાય ત્યાં તેનો સાફો જમીન પર અકસ્માત પડી ગયો.

બધા વિદ્યાર્થીઓ હસવા લાગ્યા. પુષ્પમાળા હસી નહિ. તેણે ધીમેથી સાફો ઉપાડી પોતાના કોમળ હાથે સરખો કરી તે પુષ્પ-શીલને આપ્યો.

પુષ્પશીલ નમનતાઈથી બોલ્યોઃ "કુંવરી! મેં આજે તમને જે ખોટું લગાડયું તે માટે માફ કરો."

તે જ વખતે પુષ્પમાલાએ નક્કી કર્યું કે પરણું તો પુષ્પશીલને. પુષ્પશીલે પણ સંકલ્પ કર્યો કે પુષ્પમાલા વગર કોઈને પરણું જ નહિ.

[૪]

તે રાતે પુષ્પમાલાને ઉંઘ આવી નહિ. આખી રાત પુષ્પ-શીલના જ વિચારમાં વીતળવા લાગી.

આ બાજુ પુષ્પશીલને પણ ઉંઘ વેરણ થઇ હતી.

કંટાળીને તે આમતેમ ફરવા લાગ્યો. ફરતો ફરતો દિવાનખાનામાં ગયો. ત્યાં બધી ચીજો એક પછી એક ઉથલાવી તેણે રાત વીતાડવા પ્રયત્ન કર્યો.

એક કિમતી પેટી ઉઘાડી તો અંદર એક કાગળ અને તાડપત્રનો લેખ હતો. બન્ને તેણે વાંચ્યા. પેલા કાગળમાં રાણીની કબુલાત હતી. તાડપત્ર ઉપર રાજાની પ્રતિજ્ઞા હતી.

તેનો આનંદ માયો નહિ.

છાનોમાનો તે ત્યાંથી નીકળ્યો. સીધો રાજમહેલમાં જઇ મધરાતેજ રાજાને મળ્યો! પેલા પ્રતિજ્ઞાપત્રો બતાવ્યા પુષ્પમાલા સાથે પરણવા માગણી કરી.

રાજાની આંખ ફાટી. "મુરખા! નેવનાં પાણી મોભે ચડાવવાં છે? રાજાની કન્યા તારા જેવા બે બદામના નોકરને પરણાવું? કાંઈ દિવાનો થયો છે! જા, નહીતર ઠાર મારી નાખીશ."

પુષ્પશીલ બોલ્યો,–"પણ મહારાજ! આપની પોતાની પ્રતિજ્ઞાની પણ કિમ્મત જ નહિ?"

રાજા તડુકીને બોલ્યો: "રાજાની મરજી એ જ કાયદો. રાજાના શબ્દોનો અમલ કરવો એ જ વફાદારી! તેમાં વિચાર કરવાનો હોય જ નહિ."

પ્રતિજ્ઞા તોડનાર આ બેઈમાની રાજાની શેખી ઉપર મનમાં જ ગુસ્સે થતો પુષ્પશીલ ત્યાંથી ચાલ્યો ગયો. જતાં જતાં રાજમહેલની પાછળની નાનકડી તળાવડીમાં પેલું તાડપત્ર ને પ્રતિજ્ઞાપત્ર નાખી દીધાં.

પુષ્પમાલાને મોડી રાત થઈ તો પણ ઊંઘ ન આવી.

વખત ગાળવા માટે તે મહેલમાંથી ઉતરી નીચે આંગણામાં ફરવા લાગી. ફરતાં ફરતાં તળાવની પાળે ગઈ. ત્યાં તેણે તળાવડીમાં એક કાગળ ને તાડપત્ર તરતું જોયું. તેણે બંને બહાર કાઢયાં ને ચંદ્રના અજવાળે વાંચ્યાં.

કુંવરીએ ગમે તે ભોગે પુષ્પશીલ સાથે જ પરણવાની મનમાં પાકી ગાંઠવાળી.

(૫)

રાત વીતી ગઇ. વ્હાણું વાયું. પાઠશાળામાં પુષ્પશીલની સાથે મળી પુષ્પમાળાએ તે દિવસે રાતના છાનામાના દૂર દેશાવર નાસી જવાનો સંકેત કર્યો.

મધરાત થઈ એટલે હાથમાં વાંસળી લઇ કોટવાળનો પુત્ર રાજમહેલની પાછળની બાજુ એક જંગી ઝાડના ઓથે ભરાઈ વાંસળીના મીઠા સુર છેડવા લાગ્યો.

મહેલમાં જાગતી સુતેલી પુષ્પમાલાએ એ અવાજ સાંભળ્યો.

પોતાના સુવાના ખંડની અટારી ઉપર એક મજબુત લુગડાંનો છેડો બાંધ્યો. એ લુગડાંને બીજું ને તેને ત્રીજું એમ લુગડાં ગાંઠયાં. તે વસ્ત્રો ઉપર થઇ રાજકન્યા મહેલમાંથી છાનામાના નીચે ઉતરી ગઈ.

નજીક આવેલી અશ્વશાળામાં જઇ બે ઉત્તમ ઘોડા કાઢયા. ઘોડાનો સાજ લઈ આવી તેને તૈયાર કર્યા. પછી ઘોડા પુષ્પશીલને સોંપી પોતાનાં સ્ત્રીનાં વસ્ત્રો ઉતારી નાખી પોતે સંતાડીને આણેલી બચકી માંથી પુરૂષનો પોશાક પહેરી લીધો.

હજુ મૂછનો દોરો પણ ફુટયો નથી એવો કોઈ દુધમલ કુમાર જંગ જીતવા નીકળી પડયો હોય એવા વેશમાં કુંવરી બદલાઇ ગઇ.

પુષ્પશીલ અને પુષ્પમાળા ઘોડા ઉપર બેસીને નીકળી પડયાં. એક આડે રસ્તેથી રાજમહેલની દિવાલ કુદાવી. પછી એવો જ જબરો ઠેકડો મારી નગરના કોટને પણ કુદાવ્યો અને બંને બહાર પડયાં.

( ૬ )

ધનુષમાંથી તીર છુટે તેમ બંને નાઠાં. બે દિવસ ને બે રાત વીતી ગઇ. બસ નાસ, નાસ, નાસ. બીજી વાત જ નહિ. ત્રીજે દિવસે સવારે એક ઘોર જંગલમાં એક જુના પડી ગયેલા મકાનની લગોલગ તેઓ આવી પહોંચ્યાં.

એ ખંડેરમાં એક ડોસી ને તેના સાત દીકરા રહેતા હતા. ડોસીના સાતે દીકરા બ્હારવટીઆ હતા. મોટાનું નામ બનુ હતું. બનુ બ્હારવટીઆનું નામ સાંભળી લોકો થરથરતા હતા. હમણાં સાતે ભાઇઓ ચોરી કરવા ગયા હતા. ડોસી એકલી હતી.

કુંવરી અને પુષ્પશીલ ડોસીને અને તેના દીકરાઓને ઓળખતાં નહોતાં. તેમણે તો ત્યાં જ ઉતારો કર્યો. ડોસીએ તેમને આવકાર આપ્યો.

ડોસીએ તેઓ જેમ બને તેમ વધારે વાર ત્યાં રોકાય એવો ઘાટ રચ્યો. તેણે કહ્યું કે હું હમણાં રસોઇ કરી નાખું છું. તમે આ સામેની નદીમાં નાહી આવો.

પુષ્પમાલા કહેઃ "અમે કોઇનું રાંધેલું જમતા નથી. અમે તો હાથે જ રસોઇ કરીએ છીએ. તમે અમને સીધું સામાન આપો."

ડોસી બહુ ખંધી હતી. તેણે તો લીલાં લાકડાં આપ્યાં. ચડે નહિ એવી ખરાબ દાળ આપી. ભેળસેળવાળું અનાજ આપ્યું.

પુષ્પમાલાનો તો ચુલો ફુંકતાં જીવ જાય પણ દેવતા જ ન સળગે. ખૂબ વારે દેવતા સળગ્યો ત્યારે દાળ જ ન ચડે.

પણ એમ પુષ્પમાલા હારી ખાય એવી નહોતી. તે તો પોતાના કામપર મંડી જ રહી.

આખરે ડોસીની યોજના ધૂળ મળી. રસોઇ થઈ ગઇ. બંને જણે જમી લીધું. ડોસીને વિદાયગીરીમાં એક મહોર આપી પોતાના પાણીપંથા ઘોડા ઉપર સવાર થઇ બંને ત્યાંથી આગળ દોડી ગયાં.

ડોસી તો હાથ ઘસવા લાગીઃ "હાય! હાય! આવેલો લાગ ગયો. હવે શું કરૂં?"

તેણે તો એક ઘાસનો પુળો લીધો. નજીકની ટેકરી ઉપર જઇ તે સળગાવ્યો.

બળતું દૂર સુધી જણાય. એ જોઇ ચોરી કરવા ગયેલા બ્હારવટીઆઓ સમજ્યા કે ડોસીને કામ પડયું છે. તેઓ મારતે ઘોડે ત્યાં આવ્યા. ડોસીએ વાટ દેખાડી પેલા બે મુસાફરોને લૂંટી લાવવા કહ્યું. ઠગ લોકો તેમની પાછળ પડયા.

(૭)

ખૂબ દૂર ગયા પછી બ્હારવટીઆઓએ પુષ્પશીલ અને પુષ્પમાલાને પકડી પાડયાં. ભૂખ્યા વરૂ માફક એ બદમાસો તેમના ઉપર તુટી પડયા. પુષ્પશીલ તો પહેલા જ ઝાટકે ઘોડા ઉપરથી તુટી પડયો. પણ પુષ્પમાલા રાજબીજ હતી. સંકટના વખતે તે ખરેખરી બહાદુર બની. રણચંડીની માફક તે ચારે બાજુ ઘુમવા લાગી. બધા બ્હારવટીઆઓને પોતાની તરવારવતી ઠાર કરી નાખ્યા. માત્ર એક બ્હારવટીઓ બચી ગયો.

મ્હોંમાં ઘાસનું તરણું લઇ હથીયાર છોડી અવળે હાથે તે પુષ્પમાલાને પગે પડયો ને પોતાને બચાવવા વિનંતિ કરી.

પુષ્પશીલ જમીન ઉપર પડયો હતો તે ઉઠયો. તેને એ બ્હારવટીઆની દયા આવી. તેણે પણ પુષ્પમાલાને એ બ્હારવટીઆનો જીવ ન લેવા વિનંતિ કરી.

બ્હારવટીઓ કહેઃ "ભાઇશાબ! તમારી ગાય છું. મને જીવતો છોડો. તમારો ગુલામ બની તમારી સેવા ચાકરી કરીશ. મને જીવતદાન આપો!"

"પુષ્પશીલ! આવી આડાશ કરીએ નહિ. દેવતાનો છેલ્લો તણખો અને દુશ્મનના છેલ્લા માણસનો નાશ કર્યા વગર જંપવું નહિ એવું ડાહ્યા માણસોએ અમસ્થું નથી કહ્યું. આ દુષ્ટનો નાશ કર્યાથી જ આપણે સુખી થઇશું. મારૂં કહ્યું માનો."

પુષ્પમાલાએ પુષ્પશીલને બહુ બહુ સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. આખરે તેની ઇચ્છાને માન આપી પુષ્પમાલાએ એને જીવતો રાખ્યો. પોતાના નોકર તરીકે તેને પોતાની સાથે લઇ બંને જણાં આગળ ચાલ્યાં.

સાંજ પડી. જંગલમાં એક સુંદર તળાવડી આવી. આજુબાજુ ઝાડપાનની શોભા પણ સારી હતી. બંને આખા દિવસનાં થાકેલાં હતાં. પુષ્પમાળા ને પુષ્પશીલે ત્યાં પડાવ નાખ્યો. હથીયાર કિનારે મૂકી તળાવડીમાં ન્હાવા ઉતર્યાં.

પુરૂષ કરતાં સ્ત્રીને પાણીમાં ખેલવાનું ખૂબ ગમે. પુષ્પમાલા તો પાણીમાં છબછબીયાં કરવા લાગી. પુષ્પશીલ નાહીને બહાર નીકળ્યો. જ્યાં

કિનારે ઉભો રહી પોતાનાં કપડાં પહેરવા જાય ત્યાં તો પેલા ગુલામ બનેલા બ્હારવટીઆએ તરવારના એક જ ઝાટકાથી તેનું ડોકું ઉડાવી દીધું !

પુષ્પમાલાએ કારમી ચીસ પાડી.

બ્હારવટીઓ ખુલ્લી તરવાર પુષ્પમાલા તરફ ઉગામીને બોલ્યોઃ—"બાઈ સાહેબ ! આપ મૂછાળા મરદ નથી પણ નાજુક સ્ત્રી છો એની આપનાં ચેનચાળા ઉપરથી મને ખબર પડી ગઈ છે. તમારો ધણી તો આ જુઓ! કુતરાને મોતે મુઓ છે. હવે વધારે ભાંજગડ કરવામાં મજા નથી. મારી સ્ત્રી તરિકે રહો અને ખાઇ પીને મોજ કરો. જો એમ ન પરવડે તો આ તરવારના બીજા એક જ ઝાટકાથી હમણાં જ તમને પણ તમારા ધણીને મળવા મોકલી દઈશ. બોલો, શું વિચાર છે ?"

વખત ગંભીર હતો. પુષ્પમાલા સમજી ગઇ કે અત્યારે સામા થવામાં માલ નથી.

તે નિસાસો નાખીને બોલીઃ "ભલે, જેવી તમારી મરજી. હવે આ તો મરણ પામ્યા છે. એમને માટે વિલાપ કરવાથી શું ફાયદો છે ? તમારી સ્ત્રી તરિકે રહેવાનું મારે કબુલ છે."

બ્હારવટીઓ તો રાજી રાજી થઇ ગયો.

તે બોલ્યોઃ "આવો ત્યારે, મારા ઘોડા ઉપર બેસી જાઓ."

પુષ્પમાલા બોલીઃ "કાંઇ ગાંડા થયા ? હું સ્ત્રી છું એ વાત ખરી. પણ અત્યારે તો પુરૂષ વેશમાં છું ને ? એક ઘોડાપર બે બેસે તે સારૂં લાગે ? એવી ખોટી જક શા કામની ?"

બ્હારવટીઓ આનંદમાં ભાન ભુલ્યો હતો. તે કહે: "ભલે ત્યારે, ચાલો."

પુષ્પમાલાએ કપડાં બદલ્યાં. પોતાના ઘોડા ઉપર તરવાર હાથમાં લઇને બેઠી. બંને ત્યાંથી રસ્તે પડયાં.

થોડેક ગયાં એટલે પુષ્પમાલાએ ઘોડાને એડી મારી આગળ ધપાવ્યો. તરવાર સમસમાવીને એક ઝાટકો એવો માર્યો કે તરત જ પેલો દુષ્ટ બ્હારવટીઓ ત્યાં ને ત્યાં જ મરણ પામ્યો.

પુષ્પમાલા તેને પડતો મૂકી તેના ઘોડાને દોરીને પાછી પેલી તળાવડીને કાંઠે આવી. પુષ્પશીલનું શબ પોતાના ખોળામાં લીધું. તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો રેલાયો. કમનશિબ પુષ્પમાલા અત્યારે વેરાન જંગલમાં એકલી અટુલી પડી જવાથી હિંમત હારી ગઈ. છાતીફાટ રડવા લાગી.

બરાબર એ જ અરસામાં આકાશમાંથી વિમાનમાં બેસી શિવ-પાર્વતી ફરવા જવા નીકળ્યાં હતાં. પાર્વતીજીએ કોઈ કોમળ કન્યાનો વિલાપ સાંભળ્યો. એમનું હૈયું દયાથી ઉભરાયું. કેમ ન ઉભરાય! જગતની જનેતા છે ને?

પાર્વતી શિવજીને પૂછે: "સ્વામિનાથ? કોણ રડે છે એ? આ દયામણી ચીસો તો નથી સંભળાતી."

મહાદેવજી હસીને બોલ્યા: "સતિ! આખી દુનિયાની જંજાળ માથે ઉપાડાય? એ તો સૌનું લાગ્યું સૌ ભોગવે. નશિબના સંજોગ. તેને કોણ ફેરવે?"

પાર્વતીજીએ તો હઠ પકડી. એ કહેઃ "પણ મને કહો તો ખરા કે હકીકત શું છે?"

મહાદેવજીએ પુષ્પમાલાની બધી વાત કહી.

પાર્વતીજી તો દયાનો ભંડાર. એ મહાદેવજીને કાલાવાલા કરવા લાગ્યાંઃ "અરેરે! આ રાંક કુંવરી ઉપર આટલાં બધાં સંકટો! પ્રભુ! પ્રસન્ન થાઓ. એનો વર એને જીવતો કરી આપો."

મહાદેવજીએ ના પાડી.

પણ પાર્વતીજી ક્યાં છોડે એમ હતાં? તે તો હઠ લઇને જ બેઠાં.

આખરે સહેલાઇથી રાજી થનાર ભોળાનાથ શંભુ પ્રસન્ન થયા.

મહાદેવજીએ એક ઘરડા જોગીનો વેશ લીધો. એ તો ચાલ્યા રાજકન્યા પાસે. તેને બધી વાત પૂછી. પુષ્પમાલાએ પોતાના કર્મની કહાણી કહી સંભળાવી.

મહાદેવજી કહેઃ "લાવ તારા પતિનું ડોકું. તું આંખો બંધ કરી દે."

પુષ્પમાલાએ જોગીની આજ્ઞા મુજબ કર્યું.

પળ વાર રહીને આંખ ખોલે ત્યાં તો પુષ્પશીલ જાણે ઉંઘમાંથી ઉઠ્યો હોય એમ આળસ મરડીને બેઠો થયો. તદ્દન સાજોતાજો. ધીમે રહીને કહેઃ "પુષ્પા! મને ઉંઘ આવી ગઇ હતી, ખરૂં?"

પુષ્પમાલાએ બધી વાત કહી. પુષ્પશીલની અજાયબીનો પાર ન રહ્યો મહાદેવજી તો પુષ્પશીલને સજીવન કરી ત્યાંથી અદૃશ્ય થઇ ગયા હતા.

બંનેએ ભોળાનાથનો અંતઃકરણથી આભાર માન્યો. પોત-પોતાના ઘોડા ઉપર સવાર બની ત્યાંથી આગળ ચાલ્યાં.

ચાલતાં ચાલતાં પાછી બીજા દિવસની સાંજ પડી. બંને થાકીને લોથ થઈ ગયાં. નજીક એક નગર જણાતું હતું. જરાક આરામ લઈ ત્યાં જવાનો વિચાર કર્યો.

ઝાડને છાંયડે ઘાસીયો પાથરી પુષ્પમાળા બેઠી. પુષ્પશીલ થાકીને લોથ થઈ ગયો હતો. તેને ઉંઘ આવી. પુષ્પાના ખોળામાં માથું મૂકી તે ઉંઘી ગયો.

એ અરસામાં ત્યાં એક સ્ત્રી આવી પહોંચી. એનું નામ હતું ચાંપલી માલણ. નજીક જે શહેર દેખાતું હતું તેના રાજાના બગીચાની તે રખવાળ હતી. તેનો ધંધો રાજાના કુટુંબને ફુલ પુરાં પાડવાનો હતો.

પણ એ ખરેખરી રીતે માલણ નહોતી. એ બહુ દુષ્ટ અને ભયંકર ડાકણ હતી. જ્યારે જ્યારે જુવાન ને સ્વરૂપવાન કુમારો તે જોતી ત્યારે ત્યારે તે તેમને બકરાના રૂપમાં ફેરવી નાખતી. પછી તેમને જરાક હૃષ્ટપુષ્ટ કરી લાગ મળતાં મારીને ખાઈ જતી.

માલણ પુષ્પમાલા અને પુષ્પશીલના પાર વગરના રૂપને જોઈને આભી બની ગઈ. તેની આંખમાં અદેખાઈ આવી. એ બેને બકરા બનાવી ખાઈ જવાની તેને ઇચ્છા થઇ. તેણે મેલડી માતાના નામનો જાપ જપી મંત્ર ભણી એક ફુલ પુષ્પમાળા ઉપર ફેંક્યું અને બીજું પુષ્પશીલ ઉપર ફેંક્યું.

પુષ્પશીલ તરત જ બકરો બની ગયો! પુષ્પમાલા પર ફુલની કાંઇ અસર ન થઈ કારણ તે તો સતી હતી. વળી માલણે તો તેને પુરૂષ જાણીને મંત્ર જપ્યા હતા. પણ ખરી રીતે તો પુષ્પમાલા સ્ત્રી હતી, એટલે તેના પર મંત્રતંત્રની કાંઈ અસર થઈ ન શકી.

માલણ ત્યાંથી ચાલવા લાગી. મંત્રના જોરે પેલો બકરો પણ તેની પાછળનો પાછળ જવા લાગ્યો.

પુષ્પમાલા બેબાકળી બની ગઇ. શું કરવું તેની તેને સમજ ન પડી. તે બિચારી બંને ઘોડાને લગામ વતી દોરતી જ્યાં માલણ ગઇ ત્યાં છાનીમાની ગઈ ને તેનું ઘર જોઇ આવી. પછી ત્યાં બીજું કાંઈ થઈ શકે એમ નહોતું એટલે તે ત્યાંથી નીકળીને શહેરમાં ગઇ.

તેનો સોહામણો દેખાવ જોઇને બધાં તેને ધારી ધારીને જોવા લાગ્યાં. રાજાજીની સ્વારી તે વખતે બહાર ફરવા નીકળેલી. તેમણે એને જોઇ.

રાજાએ પૂછ્યું: "કુમાર, ક્યાં દેશમાંથી આવો છો ?"

પુષ્પમાલા: "બહુ દૂર દેશાવરથી."

રાજા: "શું કામે નીકળ્યા છો ?"

પુષ્પમાલા: "નોકરીની શોધમાં."

રાજા: "શું પગાર લેશો ?"

પુષ્પમાલા: "એક હજાર રૂપીઆ."

પુષ્પમાલાનો રાજવંશી દેખાવ અને તેની બોલવાની ઢબછબ ઉપરથી રાજા બહુ રાજી થયો ને તેને પોતાના મહેલની ચોકી કરવાના કામપર નીમી. રાજા તો એમ જ જાણતો હતો કે પુષ્પમાલા કોઈ રાજવંશી પુરૂષ છે.

દરરોજ રાત્રે એક મહા ભયંકર રાક્ષસણી શહેર બહાર ફરતી અને બકરાં, ઘેટાં, ઢોરઢાંખર, માણસો વગેરે જે સપાટામાં

આવતાં તેને ભરખી ખાતી. રાજાના દરબારના જાતજાતના નામાંકિત લડવઇયાઓએ એ રાક્ષસણી સામે થવાના પ્રયત્ન કરેલા, પણ તેમાં કોઇ ફાવ્યું નહોતું.

મહેલના ભારે પગારના આ નવા ચોકીદારને એ કામ પર મોકલો એમ લોકોએ પોકાર કર્યો. રાજાએ પુષ્પમાલાને એ કામ સોંપ્યું.

પુષ્પમાલા બહાદુર હતી. તેણે હા પાડી. એ રીતે રાજાની ચાકરી ઉઠાવી તેને રાજી કરી માલણની દગાબાજી ઉઘાડી પાડવી એવી તેની ઇચ્છા હતી.

બીજે દિવસે પુષ્પમાલા રાત પડી એટલે શહેરની બહાર નીકળી. તપાસ કરતાં જણાયું કે એ રાક્ષસણી દરરોજ રાતના શહેર બહારના સરોવરમાં નાગણીનું રૂપ લઈને પાણી પીવા આવતી હતી.

પુષ્પમાલા લાગ સાધી એ સરોવરને કાંઠે એક મોટું વડનું ઝાડ હતું તે ઉપર ચડી ગઈ. મધરાત થઇ એટલે રાક્ષસણી મહા ભયંકર કાળી નાગણીનું વિકરાળ સ્વરૂપ ધારણ કરી ખાઉં ખાઉં કરતી આવી પહોંચી. એના ત્રાસથી કોઈ એની સામે લડવા આવતું જ ન હતું એટલે એ નચિંત હતી. તળાવનું પાણી પી તે કિનારા ઉપર ફરવા લાગી.

બરાબર નિશાન તાકી પુષ્પમાલાએ ઉપરથી તીર ફેંક્યું. તીર સીધું નાગણીની એક આંખમાં જઇને વાગ્યું. તેણે મહા ભયંકર કારમી ચીસ નાખી. આખા નગરના લોકો હબકી ગયા. નાગણ મ્હોંમાંથી બળતા અંગારા ફુંકવા લાગી. ઝાડની આજુ બાજુ વીંટાઈ વળી ઝાડને ઉખાડી નાખવાનો પ્રયત્ન કરવા લાગી.

તે જ વખતે પુષ્પમાલાએ બીજું બાણ મારી નાગણીની બીજી આંખ પણ ફોડી નાખી.

નાગણી તો ધુંઆંપુંઆં થઈ ગઈ. પણ આંખો વગર શું કરે? પુષ્પમાલાએ તો એક પછી એક બાણ મારવા જ માંડયાં.

આખરે નાગણી તરફડીને નીચે પડી ગઈ.

પડતાં જ તેના મ્હોંમાંથી એક સ્ત્રી બહાર નીકળી. જેટલા ઘા નાગણીને વાગ્યા હતા તેટલા જ ઘા એ સ્ત્રીને વાગ્યા હતા. તે નાગણીના મ્હોં આગળ જ ચત્તીપાટ પડી ગઈ.

પુષ્પમાલાએ ચકમક ઘસી દેવતા સળગાવ્યો. તેના અજવાળામાં તેણે એ સ્ત્રીને જોઈ. તે પેલી જ દુષ્ટ ચાંપલી માલણ હતી. કુદકો મારી પુષ્પમાલા નીચે ઉતરી ને એનો ચોટલો પકડયો.

પેલી સ્ત્રી હાંફતી હાંફતી બોલી: "હવે મને મારશો નહિ. હું મરી જવાની તૈયારીમાં જ છું. હું ખરી રીતે તો માલણ જ છું, પણ ઘણી ઘણી જાતની મેલી વિદ્યાઓ શીખી, તેના જોરથી રાક્ષસી, નાગણી, ડાકણ વગેરે જુદાં જુદાં રૂપ લઈ આખા શહેરને મેં હેરાન કર્યું છે. મારા વાળ છોડી દો. મને મરતી વખતે દુઃખ ન દો."

પુષ્પમાલા કહે: "તેં જે પુરૂષને પરમ દિવસે બકરો બનાવ્યો છે તે માણસ શી રીતે થાય તે અબઘડી કહે, નહિ તો તને રીબાવી રીબાવીને મારીશ."

માલણ બોલી: "બાગમાં પુવારા નજીક ડમરાનો છોડ ઉગેલો છે તેનાં થોડાં પાનાં એ બકરાને ખવડાવજો એટલે તે તરત માણસ બની જશે."

પુષ્પમાલાએ તરત જ તરવારવતી માલણનું ડોકું કાપી તેને મારી નાખી. ડોકું પોતાના હાથમાં લઇ તે માલણના બગીચા આગળ ગઇ. અંદર જઈ બકરો શોધી કાઢ્યો. તેને ડમરાનાં પાંદડાં ખવડાવ્યાં. બકરો અદૃશ્ય થયો ને પુષ્પશીલ પુષ્પાને મળ્યો.

હવે બહુ થોડું કહેવાનું છે. બીજે દિવસે રાજાને ખરી વાતની જાણ થઈ. એ રાજાને છોકરૂંછૈયું હતું નહિ. એણે બહાદુર પુષ્પમાલાને પોતાનું અર્ધું રાજ અર્પણ કર્યું.

પુષ્પમાલા કહેઃ "રાજ્ય ઉપર રાજા શોભે. રાણી કાંઇ શોભે? માટે તમે આપેલું રાજ્ય મારા પુષ્પશીલને હું આપી દઉં છું. એ મારા રાજા."

રાજાએ એ વાત કબુલ રાખી. પુષ્પશીલ રાજા બન્યો. પુષ્પમાલા રાણી બની.

છેવટે જ્યારે રાજા ઘરડો થઈને મરી ગયો ત્યારે આખું રાજ્ય પુષ્પશીલને મળ્યું.

પુષ્પશીલ અને પુષ્પમાલા ખાઈ પી મઝા કરવા લાગ્યા.



# શાણો સરદાર

ગ્રીસ દેશમાં આશરે બે હજાર વર્ષો અગાઉ સીકંદર નામનો મહાન પરાક્રમી બાદશાહ થઇ ગયો. તેણે ઘણા મુલકો ઉપર ચડાઈ કરી હતી. હિંદ ઉપર પણ તે ચડી આવ્યો હતો. એ બાદશાહ એશિયાના એક મુલકમાં થઇને એક વેળા પસાર થતો હતો ત્યારે તેને ખબર મળી કે ત્યાંના એક પહાડી જાતના લોકોનો સરદાર બહુ વિદ્વાન છે.

એવા નાનકડા સરદારને લૂટવામાં સીકંદરને કાંઇ લાભ ન હતો. પણ એને મળી એની સાથે વાતચીત કરવાની તેને ઇચ્છા થઇ. પૂર્વના મુલકોના લોકોની બુદ્ધિ ને ડહાપણ માટે એણે ઘણું ઘણું સાંભળ્યું હતું.

સીકંદરે કહેણ મોકલી સરદારને મળવાની રજા માગી.

સરદારે ખુશીથી તેને પોતાને ત્યાં પધારવા આમંત્રણ આપ્યું.

સીકંદર સરદારને મળવા ગયો.

ત્યાંના લોકોની સાદી રહેણી કરણી જોઈ તેને નવાઇ લાગી. તેમની નિર્દોષતા, સરળતા અને ભોળપણે તેના હૃદયપર ભારે અસર કરી. એ લોકો લડાઇ ટંટામાં સમજતા નહોતા. કોઈના મુલક ઉપર ચડાઇ કરવાની તો તેમને કલ્પના પણ નહોતી. તેઓ સુલેહશાંતિને ચહાનારા હતા.

સીકંદરને સરદારના નાનકડા ઘરમાં લઇ જવામાં આવ્યો. સરદારે તેને ઉમંગથી આવકાર આપ્યો. આસન આપીને બેસાડ્યો. પીવાને પાણી આપ્યું.

પછી ખાવાને માટે એક થાળ ભરીને ભાતભાતનાં સુંદર ફળો મૂક્યાં.

સીકંદર એક ફળ લઇને મ્હોંમાં મૂકવા ગયો, ત્યાં તો તેની નવાઇનો પાર ન રહ્યો. બધાં ફળ ચોકખા સોનાનાં બનાવેલાં હતાં.

સીકંદરે પૂછ્યું: "આ દેશમાં તમે સોનું ખાઓ છો ?"

સરદાર કહે: "ના. પરંતુ આપના મુલકમાં પણ ફળો તો ઉગતાં હોવાં જ જોઇએ. છતાં આપ આટલે દૂર સુધી મુલકો જીવતા નીકળ્યા છો તે મેવા માટે નહિ પણ સોનાને માટે જ હશે, અને આપ સોનું ખાતા હશો એમ સમજીને જ મેં સોનાનાં ફળ રજુ કર્યાં છે."

સરદારનો મરમના ઘા જેવો આ કરડાકીનો જવાબ સાંભળી સીકંદર શરમાઈ ગયો.

પછી સરદારે ખરો મેવો મગાવ્યો. સીકંદરે અમૃત સરખાં મીઠાં ફળ ખાઇ પોતાની ભૂખ મટાડી.

સીકંદર બોલ્યો: "હું અહીં આપના રીતરિવાજ સંબંધી માહીતી લેવા આવ્યો છું. આપની પાસેથી સોનું લેવા આવ્યો નથી."

"આપ થોડી વાર રાહ જુઓ. હમણા જ બધું સમજાશે."

થોડી વારમાં બે માણસો આવ્યાં ને સરદારને સલામ કરી ઉભા રહ્યા.

સરદાર કહે,–"બોલો, તમારી શી ફરિયાદ છે ?"

એક જણ બોલ્યો,–"મેં આ માણસની પાસેથી જમીન વેચાતી લીધી હતી. એ જમીન હું ખેડતો હતો ત્યાં મારા હળની અણી કશાકને ભટકાઈ. મેં તપાસ કરી તો એક સોનામહોરનો ચરૂ દાટેલો મળી આવ્યો. એ સોનામહોરો લઈ હું આ માણસને આપવા ગયો, પણ એણે સોનામહોરો લીધી નહિ."

બીજો બોલ્યો,–"સરદાર, એ જમીન મેં એમને વેચી દીધી એટલે હવે અંદરથી જે કાંઈ નીકળે તે એમનું ગણાય. હું સોનામહોરો શી રીતે લઇ શકું ?"

સરદારે થોડીક વાર વિચાર કર્યો.

પછી પહેલા માણસને પૂછ્યું: "તમે સોનામહોરો નહિ રાખો, કેમ?"

"ના, મહારાજ."

"અને તમે પણ નહિ રાખો, ખરૂ ?"

બીજાએ પણ ના પાડી.

સરદાર કહે: "ઠીક. બોલો, તમારે શું સંતાન છે ?"

જમીનના નવા માલિકે કહ્યું: "મારે એક છોકરો છે."

જૂનો માલિક કહે: "અને મારે એક છોકરી છે."

સરદાર કહે: "ત્યારે તમારી છોકરીનાં લગ્ન ફરિયાદીના છોકરા સાથે કરી આપો, અને સોનામહોરોનો ચરૂ એ વરકન્યાને બક્ષીસ આપો. જાઓ."

બંને જણ સરદારને નમન કરી રાજી થતા, ને સંતોષ પામતા ત્યાંથી જતા રહ્યા.

સીકંદરને તો આ ચુકાદાથી બહુ ભારે નવાઇ લાગી.

સરદાર કહે: "કેમ ? મારો ચુકાદો ગેરવ્યાજબી હતો ?"

સીકંદર: "ના. પણ મારી નવાઈનો પાર નથી. આવી જાતનો ચુકાદો મેં મારી જીંદગીમાં સાંભળ્યો નથી."

સરદાર: "શું કહો છો ? ત્યારે ધારો કે તમારા રાજ્યમાં આવો બનાવ બન્યો હોય તો તમે શું કરો ?"

સીકંદર શરમથી માથું નીચું ઝુકાવીને બોલ્યો: "અમારા રાજ્યમાં તો આવો બનાવ બને તો અમે બંને જણને પકડી મગાવી તેમને કેદમાં પુરત, અને મિલ્કત રાજાની તીજોરીમાં જમા કરત !"

હવે અજાયબી પામવાનો સરદારનો વારો આવ્યો.

એ કહે: "રાજાની તીજોરીમાં ખેડુતોની મિલ્કત? આકાશમાંથી સૂર્ય આપના દેશને અજવાળું આપે છે ખરો?"

સીકંદર બોલ્યો, "જરૂર. અહીંની માફક ત્યાં પણ સૂર્યદેવ અજવાળું આપે છે."

"અને તમારા મુલકમાં મેઘરાજા વરસાદ પણ વરસાવે છે?"

"જરૂર."

"ભારે અજાયબી!" સરદાર બોલ્યો, અને પછી થોડીક વાર નીચું મ્હોં કરી ગંભીર વિચારમાં બેસી રહ્યો.

સીકંદરને નવાઈ લાગી કે સરદારે આવા સવાલો કેમ પૂછ્યા હશે.

એટલામાં સરદારે પૂછ્યું: "તમારા મુલકમાં કુમળા ઘાસ ને વનસ્પતી ઉપર જીવતાં પાળેલાં ઢોરઢાંખર છે ખરાં?"

સીકંદરે જવાબ આપ્યો: "બધાં ઘણાં ય છે."

સરદાર સંતોષ પામીને બોલ્યો—"હવે વાત મળી. ત્યારે તમારા મુલકમાં દયાળુ પરમાત્મા સૂર્યને અજવાળુ આપવા દે છે, અને વરસાદને વરસવા દે છે તેનું કારણ એ કે એ બિચારાં જાનવરોનો નાશ ન થાય. બાકી એ દેશનાં આવાં નીચ અને નાલાયક માણસોને માટે ભગવાન સૂર્યનું અજવાળું ને વરસાદની ઝડીઓ મોકલે એ તો કદિ બને જ નહિ!"

સીકંદર સાંભળી રહ્યો. તેના હૈયાપર પૂર્વના લોકોની વિદ્વતાની અને તેમની ઉદારતાની ઉંડી છાપ પડી.

થોડી વાર આમ તેમની બીજી વાતચીત કરી સરદારની રજા લઈ તે ઉઠયો ને પોતાને માર્ગે ગયો.

---



સીકંદર સાંભળી રહ્યો. તેના હૈયા પર...ઉંડી છાપ પડી...પાન ૧૫૪

Kshatriya Mudranalaya, Baroda

# ખલીફની ખાનદાની

ઉજેણી નગરીના પરદુઃખભંજન મહારાજા વિક્રમાદિત્યની માફક બગદાદ શહેરનો નામાંકિત બાદશાહ ખલીફ હરૂન અલ રસીદ વારંવાર રાત્રે નગરચર્ચા જોવા માટે છુપા વેશે નીકળતો હતો.

આવી રીતે છુપા વેશે ફરવાથી તે પ્રજાની સાચી લાગણી જાણી શકતો હતો અને તેમના ઉપર ગુજરતા અનેક અન્યાયોને દૂર કરી તેમને સંતોષ આપી શકતો હતો.

હમેશાં આવા પ્રસંગોએ તે પોતાના વડા વજીરને તથા ખોજાઓના ઉપરીને સાથે લઇ જતો હતો.

પણ એક વાર એના મનમાં કાંઈક નવો જ તરંગ આવ્યો. તેણે એકલા જ નગરચર્ચા જોવા જવાનો ઠરાવ કર્યો.

ફરતો ફરતો તે એક ધર્મશાળામાં જઇ ચઢ્યો. ત્યાં જાતજાતનાં માણસો બેઠાં હતાં. ખલીફ કશું જાણતો ન હોય એમ એક ખુણામાં ગુપચુપ પડી રહ્યો.

નજીક કુંડાળું વળીને થોડાંક માણસો બેઠાં હતાં. તેમની વાત ચીત ઉપરથી ખલીફને સમજાયું કે તેઓ ઠગ લોકો હતા. સવારે લાગ જોઈ તેમને કેદ પકડાવવાનો ખલીફે મનમાં ઠરાવ કર્યો.

પણ એટલામાં એક ઠગની નજર ખલીફ ઉપર પડી. જો કે ખલીફે વેશ બદલેલો હતો, પણ પેલા ઠગને એ કોઈ સરકારી અમલદાર હશે એવો વહેમ પડયો.

એણે પોતાના સાથીદારોને વાત કરી.

બધા ભેગા મળી ખલીફ ઉપર તુટી પડયા. ખલીફને તેમણે એટલો સખત માર માર્યો કે તે બિચારો બેભાન બની ઢળી પડયો.

એને મરેલો ધારી ઠગ લોકો ત્યાંથી જતા રહ્યા.

એ અરસામાં બહારગામથી મુસાફરી કરી બગદાદ પાછો ફરતો અબુ અલ્લા નામનો એક વિદ્વાન એ ધર્મશાળામાં ઉતર્યો હતો. તેણે ખલીફની દુર્દશા જોઈ.

અલબત્ત એ ખલીફને ઓળખતો જ ન હતો. પરંતુ આવી રીતે દુઃખ દરદથી પીડાતા આદમીને મદદ કરવી એ પોતાનો ધર્મ સમજી એણે બેભાન ખલીફને એક ગાડીમાં નખાવ્યો. સંભાળથી તેને પોતાના ઘરમાં લઈ ગયો.

અબુઅલ્લાએ ખલીફના ઘા સંભાળથી ધોયા. પોતાના ગરીબ ઘરમાં જે નાનું સરખું બીછાનું હતું તે પાથરી તે ઉપર ખલીફને સુવાડયો.

થોડી વારે ખલીફ ભાનમાં આવ્યો. એક ગરીબ પણ બુદ્ધિશાળી માણસના ઘરમાં પોતાને જોઈ તેને ભારે નવાઇ લાગી.

અબુ અલ્લાએ બધો ખુલાસો કર્યો.

ખલીફે તેનો આભાર માન્યો. પછી પૂછ્યું: "ભલા અબુ, મારા જેવા તદ્દન મુફલીસ આદમીને તમે શા કારણે મદદ કરી? તમે જાણો છો કે હું બીલકુલ ગરીબ છું અને તમારી ઉદારતાનો બદલો કદિ પણ વાળી શકું એમ નથી."

અબુ બોલ્યોઃ "દુઃખમાં આવી પડેલાંને મદદ કરવાને ચુકે એ આદમી શાનો? તમે ગરીબ છો એ તો તમારા દેખાવ ઉપરથી જ જોઇ શકાય છે. પણ તમારાં મ્હોં ઉપરથી તમે બહુ બુદ્ધિશાળી અને સુઘડ લાગો છો. તમે મારા મિત્ર બનો. આપણે બે એકઠા મળી એક બીજાને બહુ મદદ કરી શકીશું. મારી જ વાત કહું. હું તદ્દન ગરીબ છું એ વાત ખરી. પણ મારા બાપે જે વારસો મૂકયો હતો તે તમામ મેં વિદ્યા મેળવવામાં વાપર્યો છે. મારા શબ્દો માટે મને માફ કરો તો હું કહી શકું કે બગદાદના લોકો મને વિદ્વાનમાં ગણે છે. જો આપણે બે સાથે રહીશું તો બે શ્રીમંતના કરતાં પણ વધુ સુખ મેળવી શકીશું."

ખલીફને આ ભલા ને સીધા આદમીના શબ્દોથી ભારે અસર થઈ. હેતથી તેને ભેટીને ખલીફ બોલ્યોઃ "બીરાદર, મારા જેવા ગરીબનો હાથ ધરવા તમે તૈયાર થયા છો એ જોઇ મારા આનંદનો પાર નથી. હું તમને એક વાત કહેવાની ભુલી ગયો. મને આ શહેરના રાજાના એકાદ દરબારીની સાથે ઓળખાણ છે. તમે શું ઇચ્છો છો એ કહો તો હું તમારે માટે કાંઈક કરી શકું."

વિદ્વાન હસીને બોલ્યો,–"મારે જે જોઇએ છીએ તે ભાગ્યે જ તમે અપાવી શકશો."

"પણ મને કહો તો ખરા?"

"આ નગરના નામદાર ખલીફના મહેલમાં જે ગંજાવર કીતાબખાનું (પુસ્તકાલય) છે, તેની અંદર હું નોકર તરીકે રહી શકું તો મને સ્વર્ગ મળ્યું એમ માનું. ત્યાં હું જાતજાતની કીતાબો વાંચી મારા જ્ઞાનમાં વધારો કરી શકું."

ખલીફ આ વિદ્વાનની આવી સાદી માગણીથી ખૂબ રાજી થયો. પણ એને જરાક ખીલાવવા માટે ને બે ઘડી નિર્દોષ ગમત કરવાના ઇરાદાથી તે બોલ્યો: "ભલા અબુ, એ સંબંધમાં હું બહુ કરી શકું એમ મને લાગતું નથી. છતાં તમને ખલીફના કીતાબખાનામાં દાખલ કરવાની વ્યવસ્થા તો હું કદાચ કરી શકીશ. મારા સગાની એક છોકરી નામદાર ખલીફની તહેનાતમાં બાંદીનું કામ કરે છે. ખલીફની તેનાપર મહેરબાની છે. હું મારી એ સગીને વાત કરી જોઇશ. તે ખલીફને વાત કરશે. હવે પછી રાજમહેલમાં જ્યારે જમણવાર હશે ત્યારે તમને તેડું આવે એવી વ્યવસ્થા થઈ શકશે. ત્યાં લાગ જોઈ તમે ખલીફ સાથે વાતચીત કરી લેજો. એ તમને કદાચ કીતાબખાનામાં દાખલ થવાની ગોઠવણ કરી આપશે."

મળસ્કે ખલીફ અબુની રજા લઈ ચાલી નીકળ્યો.

બપોરે પાછો ખલીફે રાતનો જ પોશાક પહેર્યો ને અબુને ઘેર ગયો.

અબુ ખલીફને જોઈ બહુ રાજી થયો.

ખલીફ કહે: "દોસ્ત, ખુશી થા. મેં બધી ગોઠવણ કરી નાખી છે. આજ રાતે નામદાર ખલીફના જમણવારમાં જવા આપણને બંનેને આમંત્રણ મળ્યું છે."

"પણ આપણાં કપડાં તો જુઓ! આવા દેદાર સાથે આપણે શી રીતે દરબારમાં જઇ શકીશું?" અબુએ કહ્યું.

ખલીફે જવાબ આપ્યો: "તેની કશી ફિકર નહિ. મેં સાંભળ્યું છે કે ખલીફ વિદ્યાનો કદરદાન છે."

બંને જણા દરબારમાં ગયા.

મહેલના દરવાજા નજીક પહોંચ્યા એટલે ખલીફ બોલ્યો: "દોસ્ત, તમે અંદર જાઓ. હું મારી સગી સાથે થોડીક વાતચીત કરીને આવું છું."

એમ કહી ખલીફ બાજુના એક બારણામાંથી મહેલમાં પેઠો અને પોતાનો ભીખારી જેવો વેશ કાઢી દરબારી પોશાક પહેરવા મંડ્યો.

આ બાજુ અબુ દરબારમાં ગયો. મીજલસના છેક છેડે સાધારણ માણસો બેઠાં હતાં ત્યાં અબુને બેસાડવામાં આવ્યો. અબુને તેની કાંઈ દરકાર નહોતી. એને તો દરબારમાં આવવાનું આમંત્રણ મળ્યું એ જ અગત્યની વાત હતી.

થોડી વારમાં દરબારમાં શાંતિ પથરાઈ. નામદાર ખલીફ હરૂન અલ રસીદની સ્વારી દરબારી ઠાઠમાં આવી પહોંચી. બધા અદબથી ઉભા થયા. ખલીફે બેઠક લીધા પછી બેઠા.

ખલીફની નજર મીજલસના છેક છેડે બેઠેલા અબુ તરફ પડી. ખલીફે દમામથી વજીરને પૂછ્યું: "આ મીજલસના છેડે ભીખારી જેવાં કપડાં પહેરીને બેઠેલ છે એ કોણ છે?"

વજીર બિચારો ગભરાયો. એની બલાને ખબર કે એ કોણ હતો. તે એકદમ ઉઠ્યો અને અબુને બહાર હાંકી મૂકવા જવાની તૈયારી કરવા લાગ્યો.

ખલીફ જોરથી હસી પડ્યો. વજીરને કહેવા લાગ્યો: "એ આદમીને અહીં લઈ આવો. હું એને માટે યોગ્ય બંદોબસ્ત કરીશ."

અબુને ખલીફની નજીક લઈ જવામાં આવ્યો.

ખલીફને જોતાંજ અબુ અજાયબીથી બે ડગલાં પાછળ હઠી ગયો. તે તરતજ ઓળખી ગયો કે તેનો રાનવાળો મિત્ર બીજો કોઇ નહિ પણ ખલીફ પોતે હતો.

ખલીફે આનંદથી તેને આવકાર આપતાં કહ્યું: "બીરાદર, હવે તું સમજ્યો હશે કે તેં કોની જીંદગી બચાવી હતી. હું તારા ઉપર બહુજ રાજી થયો છું. મારા કીતાબખાનાના ઉપરીની જગા તો કાંઇજ હિસાબમાં નથી. માગ, બીરાદર, તું માગે તે હોદ્દો મારા રાજ્યમાં હું તને આપવાને તૈયાર છું."

પણ અબુને ખલીફની અમલદારીની પૈસાભારની ય પરવા ન હોતી. વિદ્વાન વિદ્યાનો રસીયો હોય. કલાપર વારી જાય. સત્તાનો મોહ તેને ઓછોજ આંજી નાખે એમ હતો.

ખલીફને નમન કરીને તે બોલ્યો,—"નામદાર, ખુદા આપનું ભલું કરો. આપની દયાનો પાર નથી. પરંતુ મને કોઈ હોદ્દો ન જોઇએ. જો આપની ઈચ્છામાં આવે તો આપ નાસમજ મેં જે માગણી કરી હતી તે મુજબ મને આપના કીતાબખાનામાં જવાની ને આપની કીતાબોની સંભાળ લેવાની પરવાનગી આપો."

એ વિદ્વાનનો વિદ્યાપરનો પ્રેમ જોઈ ખલીફ બહુ રાજી થયો. તેની માગણી મુજબ તેને ભારે પગારથી કીતાબખાનાનો ઉપરી નીમવાનો ખરીતો તેણે તાબડતોબ તૈયાર કરાવ્યો.

પછી તેનો હાથ ઝાલી પોતાની નજીક ખલીફે અબુને બેસાડ્યો.

જમણ શરૂ થયું. એક પછી એક વાનીઓ આવવા લાગી. બધાં તેને ઈનસાફ આપવાના કામમાં રોકાયા.

પછી કાફી આવી. પણ ખલીફ જ્યાં પોતાનો કાફીનો પ્યાલો પીવા જાય ત્યાં તો અબુએ ઝડપથી એ પ્યાલો બદલી નાખ્યો ને તે જગાએ પોતાનો કાફીનો પ્યાલો મૂકયો.

ખલીફને માઠું લાગ્યું. પણ દરબારી મીજલસમાં આમંત્રેલા મેમાનને કાંઈ કહેવું તેને ઠીક લાગ્યું નહિ.

આખરે જમણ પુરૂં થયું. નાચગાન થયાં. છેવટે સૌ વીખરાયા.

અબુ શાહી કીતાબખાનામાં ચાલ્યો ગયો.

ખલીફના મનમાં પેલા પ્યાલાની અદલબદલની વાત ખટકતી હતી. તેને ચટપટી થવા લાગી અને અબુને એ બાબત પૂછવાનો તેણે ઠરાવ કર્યો.

ખલીફ પુરસદ મળતાં કીતાબખાનામાં ગયો. પણ ત્યાં અબુને એક મરેલા કુતરાની નજીક ઉભો રહેલો જોઈ તે ખુબ ગુસ્સે થયો.

તે અબુને ક્રોધથી કહેવા લાગ્યોઃ "અબુ, તેં શા માટે આ મરેલું નાપાક કુતરૂં અહીં કીતાબખાનામાં આણ્યું ? અને મીજલસમાં તું મારી કાફી પી ગયો ! તારાં આ આચરણ તારી વિદ્યા જોતાં બહુ નાલાયક છે."

અબુ નરમાશથી બોલ્યોઃ "નામદાર, મેં માત્ર પ્યાલો અદલા બદલી કર્યો એ જ. આપના પ્યાલાવાળી કાફી મેં પીધી નથી. એ

કાઢી હું છાનામાના અહીં લાવ્યો હતો. આ કુતરાએ તે પીધી છે. એની દશા આપ જોઇ રહ્યા છો. મારા આચરણનો હેતુ હવે આપ સમજી શકશો."

ખલીફ ચમકીને બોલ્યાઃ "યા ખુદા! ઝેર! મારા પ્યાલામાં કયા કમબખ્તે એ ભેળવ્યું હશે?"

ખલીફ અબુનો આભાર માનતો ત્યાંથી વિદાય થયો.

તેણે તપાસ કરી કે આવું કામ કરનાર કોણ હશે?

આખરે ભાળ મળી આવી.

ખલીફની જમણી બાજુએ મીજલસ વખત જે મેમાન બેઠો હતો તે એક બીજા રાજ્યનો પાટવી કુમાર હતો. ખલીફે એ રાજ્ય ઉપર ચડાઇ કરી ત્યાંના રાજાને હરાવ્યો હતો. આથી તે રાજાએ પોતાના પાટવી કુંવરને બગદાદના ખલીફ પાસે સલાહ કરવા મોકલ્યો હતો. પણ પાટવી કુંવરની દાનત લાગ જોઇ ખલીફને મારી નાખવાની હતી. એમ થવાથી રાજ્યમાં જે અંધાધુંધી થાય તેનો લાભ લઇ બગદાદ ઉપર ચડાઈ કરવાની તેની ધારણા હતી.

અબુની ચાલાકીથી તેની બાજી નિષ્ફળ ગઈ હતી.

ગુન્હેગારને યોગ્ય સજા કર્યા પછી ખલીફે અબુનો બહુ બહુ આભાર માન્યો અને તેની ઘણી નામરજી છતાં તેને મોટી રકમનું ઇનામ આપ્યું.

## ફુલમાળા—ભાગ ૨—સમાપ્ત